# સજજનસિંહનો સંન્યાસ

યાને

# એક સાધુની આત્મકથા.

મોહનલાલ વિ૦ ગાંધી.

## સુધારીને વાંચો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પા. | ૩ | લી. | ૧૨ | નાખવા | - | નંખાવાને |
| પા. | ૩૪ | લી. | ૧૭ | લાવેનો | — | આવતો |
| પા. | ૪૯ | લી | ૫ | | -- | ત્યારે |
| પા. | ૫૦ | લી. | ૨ | માનાવા | -- | માનવા |
| પા. | ૭૧ | લી. | ૧૦ | આવ્યો | — | અડ્યો |
| પા. | ૭૮ | લી. | ૧૪ | કાંપક | -- | કાર્મિક |
| પા. | ૯૦ | લી. | ૧૩ | વાત | — | વાસ |



# સજજનસિંહનો સંન્યાસ

યાને

# એક સાધુની આત્મકથા.

લેખક અને પ્રકાશક:

**મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,**

બી. એ. એલ્‌એલ્‌. બી.

મુલ્ય રૂ. ૦-૪-૦

# અનુક્રમણિકા

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|

પ્રવેશ ૧ થી ૪

# પ્રવેશ

હું આજથી ચારેક વર્ષ ઉપર ઉનાળાની રજાઓમાં *Father Surgius* એ નામનું મહર્ષિ ટૉલ્સ્ટોયનું પુસ્તક વાંચતો હતો. તેના આધ્યાત્મિક કળા અજોડ છે. ફાધર સર્જિયસનું ચિત્ર એવા તો સ્વાભાવિક ને આબેહૂબ સૂક્ષ્મ રંગોથી પૂરવામાં આવ્યું છે કે વાંચનાર તે વાર્તા વાંચી ઘડીભર મુગ્ધ થયા વિના ન રહે, મને પણ કાંઇક એમ થયું. મેં વિચાર કર્યો કે આ વાર્તાને હું ગુજરાતીમાં ઉતારૂં તો એ એક વિનોદરૂપ થશે. "**સુજનસિંહનો સંન્યાસ** યાને એક **સાધુની આત્મકથા**" એ તેનું પરિણામ છે.

પણ મારે કહેવું જોઇએ કે પ્રસ્તુત વાર્તાનું વસ્તુ મેં ઉપર્યુક્ત પુસ્તકમાંથી લીધું છે, છતાં ગ્રન્થ તેનો અનુવાદ નથી. તેમાં હિન્દુસ્તાનના વાતાવરણને અનુકૂળ થાય એવો જરૂરી ફેરફાર કર્યો છે. વાર્તા રજુ કરવાની રીત પણ જુદીજ સ્વીકારી છે.

વાર્તા વધારે રસિક ને હૃદયંગમ બને એ હેતુથી જાણે વાર્તાનો નાયક પોતાની હકીકત પોતેજ લખતો હોય તેમ કલ્પી વાર્તાને આત્મકથાના રૂપમાં બદલી નાખી છે. કારણ મારૂં માનવું છે કે જ્યાં હૃદયના ચઢ-ઉતર ભાવોનું સૂક્ષ્મ ચિત્ર આલેખવાનું હોય ત્યા આ પદ્ધતિ વધારે ફલદાયી નીવડવા સંભવ છે.

વાંચનાર જોશે કે આ આત્મકથામાં કોઇપણ સ્થળ કે સમયનું નામનિશાન નથી. પાત્રોનાં નામ પણ ન છૂટકેજ આપવાં પડ્યાં છે ને તે પણ છેક પુસ્તકને અંતેજ આવે છે. આ ખામી ગણાય કે ગુણ તેની મને ખબર નથી, પણ એ માર્ગ બુદ્ધિપૂર્વક લીધો છે એ વાત ખરી. અને છતાં વાર્તાનાં વિદેશી પાત્રની છાપ પૂરેપૂરી ભૂંસાઈ હોય એમ મને નથી લાગતું. એટલે એવા એવા અનિવાર્ય દોષો તો વાંચનાર નભાવી લેશે, એવી વિનંતિ છે. મારે કબુલ કરવું જોઇએ કે એ પ્રત્યે હું બહુ લક્ષ્ય આપી શક્યો નથી.

આ કથાજ એવા પ્રકારની છે કે જેઓ આત્મ

પ્રગતિ પ્રત્યે લક્ષ્ય રાખનાર છે, અગર તો તેનેજ જીવનમાં ઉતારવાને મંથન કરનાર છે,-તેમને તે વધારે આકર્ષક લાગશે. અને મારો હેતુ પણ તે જ છે. વાંચનાર જોશે કે વાર્તાનો નાયક આત્મપરીક્ષણમાં એકકો છે; તેનાં આત્મપ્રલોભનો સામે તે એક વીરને છાજે એવા ધૈર્યથી આન્તર યુદ્ધ લઢે છે; અનેક મંથનો છતાં તે પડે છે, છતાં તે પતનને વશ થતો નથી. હાર કબુલતા નથી ને ફરી ફરીને લઢે છે; અને અંતે તપશ્ચર્યાથી પરિપાક થતાં થતાં કોઈ પ્રાકતન સંસ્કારના બળ વડે મેનકાના સમાગમથી **વિશ્વામિત્રની** પેઠે યોગભ્રષ્ટ થાય છે. તેનું વર્ષોનાં વર્ષો સુધીનું તપ નિષ્ફળ જાય છે. તે આપઘાતમાં મુક્તિ શોધે છે: છતાં આત્મભાન ખોતો નથી. આમ જ્યારે તે પૂરેપૂરો નિઃસાધન બને છે, ત્યારે તેને દૈવી મદદ મળે છે. જેમ દત્તાત્રેયે ૨૪ ગુરુઓ કર્યા હતા, તેમ આ સંન્યાસી ગૃહસ્થાશ્રમી બાઇને ગુરુ બનાવે છે. તેને તેના જીવનનો સંદેશો અહીંજ લાધે છે ને તે તરે છે.

આમ વાર્તાની ભૂમિકા આધ્યાત્મિક જ્ઞાન ઉપર રચાએલી છે, એટલે દરેક વાંચનારને ઉપકારક છે. તેના ઉકેલમાં વાંચનાર પોતાના જીવનનો ઉકેલ શોધતો હોય એમ તેને લાગશે. અને આવી આત્મ-જાગૃતિમાંજ કથાની સાર્થકતા રહેલી છે. આ ટુંકી વાર્તા માટે આથી વધારે વિસ્તાર અસ્થાને કહેવાય.

મારા મિત્ર ભાઈશ્રી મૂળશંકર કેશવરામ પંડયાએ મને જેમ મારાં દરેક પુસ્તકોમાં તેમ આ.માં પણ અમૂલ્ય મદદ આપી છે. તેમનો ઉપકાર માનવો એ હું ધર્મ સમજું છું.

ભૂલોનું શુદ્ધિપત્ર નથી આપ્યું. વાંચનાર ભૂલો સુધારી લેશે એવી વિનંતિ છે.

મોડાસા.<br>
તા. ૧૫–૩–૩૦ } મો. વિ. ગાંધી.

૧

# આશાના ઝોલે.

આ મારી આત્મકથા છે. મારી જીંદગીમાં જ્યારે પહેલવહેલો પલટો થયો, ત્યારે દુનિયા તે જોઇ મોટા અચંબામાં ગરકાવ થએલી. પણ બાહ્ય બનાવો એ કાંઇ જીંદગાની નથી: બાહ્ય ફેરફારો તો આન્તર સ્વરૂપોનાં છાયાચિત્ર છે અને તે પણ સુરેખ તો નહિજ. અત્યારે પણ જ્યારે તે રંગોને હું મારા સ્મરણપટ ઉપર ચિતરૂં છું, ત્યારે મને લાગે છે કે તે બનાવો જાણે ગઇ કાલેજ બન્યા હોયને!

હું એક જુવાન ખૂબસુરત રાજપુત્ર હતો. લોકોએ ધારેલું કે કોઇ વખત હું જરૂર શેહેનશાહનો માનિતો થવાનો. હકીકત એવી છે, કે એક સુંદર લલના સાથે મારાં લગ્ન થવાનાં હતાં. લગ્નના આગલા દિવસે જ મેં આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો: અને મારી તમામ મિલકત મારી બ્હેનને આપી હું સાધુ થયો.

જેમને અંદરનાં કારણોની જાણ નહોતી, તેઓ તો મારા આ અસાધારણ ને અણધાર્યા સાહસથી ચકિત થયાં હતાં. પણ મેં ભરેલું પગલું મારે મન તો સ્વાભાવિક ને જરૂરનું હતું.

## ૨

મારા પિતા મને બાર વર્ષની વયનો મૂકી સ્વર્ગસ્થ થયા હતા. તે મોટા લશ્કરી અમલદાર હતા. મરતી વેળાની તેમની ઇચ્છા પણ એવી હતી કે મારે લશ્કરી તાલીમ લઇ ઉચ્ચ પાયરીના અમલદાર તરીકેની લાયકાત મેળવવી. એ તાલિમ માટે મને ઘરથી અળગો કરતાં મારી માતાને અસહ્ય દુઃખ થયું હતું. પણ પતિપરાયણા મારી માતા મારા પિતાની ઇચ્છા વિરુદ્ધ શી રીતે જઇ શકે? તેણે મને લશ્કરી કેળવણીના વિદ્યાલયમાં દાખલ કરાવ્યો.

મારી માતા પણ વતન છોડી મારી જોડે શહેરમાં રહેવા આવી. અમે માદીકરો રજાઓના દિવસોમાં વતનમાં પાછાં આવતાં. વખત જતાં મારામાં શક્તિ ખીલવા માંડી. અને મારા દિલમાં અસાધારણ મહાત્વાકાંક્ષાઓએ ઘર કર્યું. લશ્કરી કવાયતમાં, ઘોડેસ્વારીમાં અને ખાસ કરીને ગણિતમાં મને અજબ રસ પડવા લાગ્યો.

સાધારણ ઉંચાઇ કરતાં મારી ઉંચાઇ સહજ વધારે હતી; છતાં ચ્હેરો દેખાવડો ને આકર્ષક હતો. જો મારો મિજાજ જલદ ન હોત તો હું આદર્શ અમલદાર થવાને લાયક ગણાત, એમાં શક નથી. મને મદિરાનું વ્યસન નહોતું: અગર બીજો કોઇ જાતનો કુચ્છંદ નહોતો. સાચું બોલવું એ મારૂં સ્વાભાવિક લક્ષણ હતું, જો મારામં

મોટામાં મોટી ખોડ હોય તો તે એ હતી કે જ્યારે હું આવેશમાં આવી જતો, ત્યારે છેક ગાંડા જેવો બની જતો; તે એટલે સુધી કે મારી જાત પર પણ હું કાબુ રાખી શકતો નહિ. ત્યારે હું કેવળ પશુ જેવો થઇ રહેતો. એક વખત મારા કામમાં દખલગીરી કરવા બદલ મેં મારા સહાધ્યાયીને બારીમાંથી નીચે ફેંકી દીધેલો. વચનભંગ કરવા તથા જુઠું બોલવા માટે એક વખત મેં મારા ઉપરી અમલદારને સખ્ત માર મારેલો.

સાધારણ નિયમ પ્રમાણે તો ઉપર બતાવેલા ભારે ગુન્હાઓ માટે સાધારણ સિપાહીની પંક્તિમાં ઉતારી નાંખવાને હું લાયક ગણાઉં. પણ શાળાના વડાને મારી પ્રત્યે પક્ષપાત હતો. તેણે તો ઉલટું તે અમલદારને બરતર્ફ કર્યો. અને બનાવ બન્યો ન બન્યો કહી દાટી દેવામાં આવ્યો.

અઢારમા વર્ષે લેફ્ટેનન્ટનો હોદ્દો લઈ હું બહાર આવ્યો ને એક લશ્કરી ટુકડીમાં જોડાયો. લશ્કરી શાળામાં હતો ત્યારથીજ મને શહેનશાહ ઓળખતા હતા. લશ્કરી ટુકડીમાં જોડાયા કેડે તો તેઓ મારી પ્રત્યે ખાસ ભાવ દેખાડવા લાગ્યા. આ ઉપરથી લોકોએ એવું અનુમાન કર્યું કે મને તેમના અંગરક્ષક તરીકે

મોટો હોદ્દો આપવામાં આવશે. અને તેવો મહાન હોદ્દો મેળવવાની અભિલાષા મારા મનમાં તીવ્ર હતી, તેમાં તો કહેવાનું જ શું હોય? પણ મને બરાબર યાદ છે કે એવી અભિલાષામાં કેવળ મહત્ત્વાકાંક્ષા જ હતી તેમ નથી; તેમાં શહેનશાહ પ્રત્યેનો મારો સાહજિક પ્રેમ-ભાવ પણ સમાએલો હતો. હું ભણતો ત્યારે શહેનશાહ અમારી શાળાની મુલાકાત લેવા વારંવાર આવતા. તેમનું કદાવર શરીર, વિશાળ વક્ષઃસ્થળ, અણિયાળું નાક, મૂછોના વાંકડીયા વાળ, લશ્કરી લેબાશ, તેમની ચપળ ને દૃઢ ચાલ, અને અમ જેવા વિદ્યાર્થીઓ સાથે મમતા ભર્યાં વચનોથી ગોષ્ઠી કરવાની તેમની આકર્ષક ઢબ–આ બધું એવું તો મનોહર હતું કે જેમ કોઈ આશક પોતાની માશુકને ચાહે, તેમ સ્વાભાવિક સ્નેહથી હું તેમની તરફ આકર્ષાયો. પણ મારે કહેવું જોઇએ કે તેમાં પ્રેમ કરતાં પૂજ્યભાવ વધારે હતો. આવા ભાવ માટે પ્રસંગ આવતાં તેમની ખાતર જીંદગી આપી દેવી એ વાત મારા મનથી મોટી નહોતી. નામદાર શહેન-શાહને આની ખબર હતી. ખરૂં જોતાં એવા ભાવને તેઓ બુદ્ધિપૂર્વક પોષણ આપતા. અમારી સાથે રમતમાં ભળતા: અમે તેમની આસપાસ ટોળે વળતા. અમારી સાથેના વર્તનમાં તેઓ એટલા મિલનસાર હતા કે કેટલીક વાર બાળક જેવી સાદાઇ, મિત્ર જેવી

સમાનતા તો કોઇ કોઈ વાર ઉપરી તરીકેનો રૂવાબ પણ તેમનામાં જણાતાં.

ઉપર મેં જે અમલદારને માર માર્યાની વાત કરી છે તે કિસ્સાની તમામ હકીકત શહેનશાહને માલમ પડી હતી, આમ છતાં બધાની વચમાં તેમણે તે બાબતનો ઇસારો સુદ્ધાં નહીં કરેલો. એક વખત મને એકાંતમાં બોલાવી, મારી પ્રત્યે જરા ઘુરકી, આંગળી ચીંધી, તે મને કહે; "તને ખબર હોવી જોઇએ કે મને બધીજ બીનાની જાણ હોય છે; પણ કેટલીક બાબતો એવી છે, જે હું જાણવા માગતો નથી. પણ તે અહિં છે:" એમ કહી, તેમણે તેમનું હૃદય બતાવ્યું.

એવો રિવાજ હતો કે શિક્ષણ પૂરૂં થએથી દરેક અમલદાર વિદ્યાર્થીએ શહેનશાહને સલામ ભરવા જવી જોઇએ. હું પણ ગએલો. પણ આ વખતે મારી ઉદ્ધતાઇની યાદ તેમણે મને આપેલી નહિ. ઉલટું સામાન્ય–રીતે બધાંની જેમ મને કહેલું કે જરૂરની વખતે મારે તેમની મદદની અપેક્ષા ભલીભાંતિથી રાખવી. આવા આશ્વાસનથી અમારાં હૃદય તે વખતે તો હલમલેલાં. મેં મારી ભૂલનો ખૂબ પશ્ચાત્તાપ કરી અશ્રુસ્રાવ પણ કર્યો. દૃઢ સંકલ્પ પણ કર્યો કે મારે મારા માલીકની સેવા બરાબર કરવી.

નોકરી ઉપર જોડાતાં મારી માતા ને બ્હેન વતન પાછાં ફર્યાં. મેં અડધી મિલકત મારી બ્હેનને આપી. મારા ખર્ચાળ હોદ્દા માટે મારી બાકીની મિલકત પૂરતી હતી.

આમ બહારથી જોનારની દૃષ્ટિથી હું એક હોંશિયાર અમલદાર તરીકે જીવન પસાર કરી રહ્યો હતો. પણ એમ નહોતું. મારા આત્મામાં એક તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું. આ યુદ્ધ નવું નહોતું, છેક બાળપણથી તે ચાલતું આવતું હતું: દેખાવમાં ભલે ભિન્ન દેખાય: તત્ત્વમાં તે એકનું એકજ હતું. મારો સ્વભાવજ એવો હતો કે ભલેને કોઇ વિષય અઘરો હોય, હું ધારતો તો તેમાં હું મારૂં દિલ બરાબર લગાડી શકતો. મને એવી લાલસા થયાં જ કરતી કે તેમાં હું પૂર્ણતા ક્યારે મેળવું, જેથી દુનિયા વાહવાહ કરે ને મને વખાણે. વિદ્યા હો કે કળા હો; તેમાં હું ખંતથી મહેનત કરતો તે એટલા માટે કે મારી પ્રશંસા થાય, હું નમુનેદાર ગણાઉં. એક વિષયમાં પારંગત થયો કે બીજો લેતો. દરેક જાતના અભ્યાસમાં હું પહેલી ઇયત્તામાં જ હોઉં. ભાષા હો કે શેતરંજ. જ્યાં સુધી તેમાં સિદ્ધિ ન મળે ત્યાં સુધી તેનો કેડો મૂકું જ નહિ.

આમ સ્વદેશ ને રાજાની સેવા ઉપરાંત મારા હૃદયના એકાંતિક ભાવો પણ કાયમ હતા. બીજાને તે

ગમે તેટલા નજીવા લાગે, હું તો તે પાછળ મરી ફિટતો. એક વસ્તુની પ્રાપ્તિ થની, કે તેને સ્થાને બીજી ખડી જ હોય. દુનિયામાં કાંઇક નામના મેળવવી–કાંઇક લોકોત્તર થવું, એવા ગુપ્ત ભાવોથી મારૂં હૃદય ભરેલું હતું. આથી જ નોકરી કરવી તો તેમાં પણ ઉંચામાં ઉંચે જવું, એ તરફ મારૂં લક્ષ્ય રહ્યાં કરતું. મારા માર્ગમાં જો કોઇ મોટું નડતર હોય તો તે મારો અદમ્ય ક્રોધ હતો. તેને બાદ કરૂં તો હું એક આદર્શ અમલદાર થવાને પાત્ર હતો તેમાં શંકા જ નહોતી.

સમાજમાં દાખલ થતાં થોડા જ અનુભવ ઉપરથી મને પ્રતીતિ થઇ કે મારે સામાન્ય જ્ઞાનની ઘણીજ જરૂર છે. મેં પુસ્તકો વાંચવાં શરૂ કર્યાં: સામાન્ય જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું. હવે મારે ઉચ્ચ કોટીના માણસોમાં કાંઇક માનપ્રદ સ્થિતિ મેળવવી રહી. નાટકોમાં–મિજ-લસોમાં હું જવા લાગ્યો. પણ મને એથી કાંઇજ સંતોષ ન થયો. હું વસ્તુ હાથ ધરૂં ને તેમાં પ્રથમ પદ ન ન મળે તો મને સંતોષ જ ન થાય, એવી મારી પ્રકૃતિ હતી. અને આ હિસાબે તો મારે કેટલીએ મજલ કાપવાની હતી!

હવે ઉચ્ચ વર્ગના માણસોમાં ભળવું ને પ્રેમ વગર રહેવું, એ પણ કેમ બને? અને એ બધું બન્યું પણ

અનુચિન્તવ્યું. મારા ખ્યાલમાં સહજ આવી ગયું કે હું જેમાં ફરતો હતો તેની જાતના ઉચ્ચ વર્ગ કરતાં પણ હજી ઉચ્ચતર વર્ગ છે. અને એવા સમાજમાં પણ હું જતો; ત્યાં મારો સત્કાર પણ થતો. પણ બહુધા હું તેઓમાં તો એક અજાણ્યા જેવોજ લેખાતો. મારી તરફ તેઓ વિવેક બતાવે, પણ મને મિત્ર તરીકે તો નજ ગણે. હું તેમના પૈકીનો નજ ગણાઉં. આ વાત મારા દિલમાં ખુંચ્યાંજ કરતી. મેં સંકલ્પ કર્યો કે મારે મારી ઇચ્છા બર આણવી હોય તો મારે શહેનશાહના અંગ રક્ષકનો હોદ્દો મેળવવોજ જોઇએ. અગર જો તે અસંભવિત હોય તો તેજ વર્ગ પૈકીના કોઇ કુટુંબની સુંદરીનો પ્રેમ સંપાદન કરવો જોઇએ. એમાં મને બીજી વાત ઠીક પસંદ પડી. રાજ્ય દરબારમાં ભારે લાગવગ ધરાવતી એક સુંદર બાળા પ્રત્યે હું ખેંચાયો. તે એક ઉમરાવની બેટી હતી. મારે કબુલ કરવું જોઇએ કે તેની પ્રત્યે ભાવ બતાવતાં મારા દિલમાં પ્રેમ કરતાં સ્વાર્થ વધારે હતો. સાથે એ વાત પણ ખરી કે તે અસાધારણ આકર્ષક સ્ત્રી હતી; થોડાજ વખતમાં હું તેના પ્રેમપાશમાં બંધાયો.

તે બાળાએ પ્રથમ તો મારી પ્રત્યે કંઇક દુર્લક્ષતા બતાવી. પણ મેં જોયું કે એકાએક બધું બદલાઇ ગયું. મારી ઉપર તે પ્રેમનો વરસાદ વર્ષાવવા લાગી. અમારો સંબંધ વધારે દઢ બને તે સટે તેની મા તેને ઉત્તેજન આપવા લાગી.

૯

૨

# દોરી તુટી.



અને રીતસર માગું થયું: વિવાહ પણ થયો; અને લગ્નનો દિવસ પણ મુકરર થયો. મને કલ્પના પણ નહોતી કે જીંદગીનું સુખ આવી સરલતાથી પ્રાપ્ત કરી શકાતું હશે. મને ઘણો અચંબો થયો. પણ હું જોઇ શક્યો કે મારી માતા ને મારી બ્હેન એ સમયે મારા પ્રત્યે કાંઇક વિલક્ષણ ભાવ દર્શાવતાં હતાં. હું તો પ્રેમમાં ડુબી ગયો હતો. પ્રેમ મદિરાએ મારી આંખોને આંધળી બનાવી મૂકી હતી. આમ ન હોત તો જે વાત આખી દુનિયા જાણતી હતી, તે હું કેમ ન જાણી શક્યો?—કે આગલે જ વર્ષે તે બાળા ખુદ શાહેનશાહની પ્રેમમૂર્તિ બની હતી!

લગ્નને બે અઠવાડિયાનો વિલંબ હતો. ઉનાળાનો સમય હતો. મારી માશુકનો બોલાવ્યો હું તેને મળવા ગયો. બાગમાં ફરતાં ફરતાં અમે બન્ને એક આસોપાલવના ઝાડ હેઠળ બાંકડા ઉપર બેઠાં. બગલાની પાંખ જેવા મલમલના સફેદ સાળુથી તેનું સહજ સૌંદર્ય

ઓર ખીલ્યું હતું. જાણે કે તે પ્રેમ ને નિર્દોષતાની જીવંત મૂર્તિ ન હોય! ઘડીકમાં મસ્તક નમાવતી તો ઘડીકમાં તેના વ્હાલા આશક પ્રત્યે જોતી—તે પ્રેમનું અંજન આંજી રહી હતી. તે વખતની આન્તર અવસ્થા મને બરાબર યાદ છે. રખેને તેની દૈવી પવિત્રતાને આંચ લાગે, એવા ભાવથી હું ગળગળો થઇ જતો હતો. તેની સાથે હું સંકોચાતો સંકોચાતો મૃદુ વચનથી બોલતો હતો. પણ અરે, પુરુષોની પાસે નીતિની તુલના કરવાનાં કાટલાં જુદી જાતનાં નથી હોતાં શું?

મેં ઘણી વાર જોયું છે કે પુરુષોમાં પોતાની એબનો પાર નથી હોતો. પુરુષો પોતાના દોષોને સહ્ય ઉપેક્ષ્ય ગણે છે. ખાસ કરીને હું મારા જમાનાના પુરુષો માટે લખું છું. આમ છતાં, તેવીજ એબ માટે સ્ત્રી વધારે અસહ્ય ને દોષપાત્ર નથી ગણાતી શું? વધારે શું? સમાજમાં એક દુરાચારી ગણાતો અધમ પુરુષ પણ પોતાની પત્નીની પવિત્રતા માટે આદર્શ ભાવના રાખવાનો, ને મારી સ્ત્રી તો પવિત્રતાની મૂર્તિ હોવીજ જોઇએ તેવી લાગણી કરવાનો. આનું ફળ એ આવે છે કે, નીતિ માટેનું આવું ધોરણ સામાન્ય હોવાથી સ્ત્રી-સમાજને તો તેથી પરોક્ષ રીતે ફાયદોજ થાય છે. દરેક કન્યા તે આદર્શને પહોંચી વળવા મથે છે.

પણ ત્યારે પુરુષની બાબતમાં આનું ઘણુંજ માઠું પરિણામ આવે છે તેની નોંધ પણ લેવી જોઇએ. પુરુષ વર્ગ વધારે સ્વચ્છંદી ને બેશરમ બને છે. તેને સમાજનો ડર નથી રહેતો. પરંતુ હાલના સમાજમાં પુરુષ સ્ત્રીને કેવળ એક સહચારિણી તરીકે ને સાધનરૂપ ગણે છે, તે જોડે સરખાવતાં તો ઉપરની ભાવના અલબત્ત વધારે સારી. ભાગ્યેજ કહેવાની જરૂર રહે છે કે જમાનાની દૃષ્ટિ પ્રમાણે હું પણ સ્ત્રી–નીતિની બાબતમાં એવુંજ માનનાર માણસ હતો.

હું ચોક્કસપણે માનતો હતો કે મારી હૃદયદેવી પાવિત્રતાની ને નિર્દોષતાની પ્રત્યક્ષ મૂર્તિ છે. મને કહેવા દો કે તે વખતના મારા પ્રેમમાં કામ વાસનાની છાંટ સરખી પણ નહોતી. ઉલટું, જાણે કોઈ અપ્રાપ્ય વસ્તુની મહત્તા આગળ હૃદય ઢળી પડે, તેમ મારૂં હૃદય તેની આગળ નમી પડતું હતું. હું ઉભો થયો. તેની આગળ ખડો રહ્યો. મારા બન્ને હાથ તલ્વારના મ્યાન ઉપર હતા. મેં કહ્યું: "વ્હાલી! સુખ શું છે તેનો અનુભવ આજે મને પ્રથમ થાય છે; અને એ સુખ આપનાર તુંજ–તુંજ મારી દેવી છો:" શરમાતાં શરમાતાં ને મંદ હાસ્ય કરતાં કરતાં મેં ઉપર પ્રમાણે કહ્યું.

મારે કહેવું જોઇએ કે અત્યારે અમે એક બીજા પ્રત્યે ગાઢ પ્રેમ અનુભવતાં હતાં છતાં તેને પ્રદર્શિત કરવા અમે જરા પણ હાવભાવનો ઉપયોગ કર્યો નહતો. તેના પ્રેમના તેજ આગળ હું અંજાઇ ગયો હતો. આવી દૈવી મૂર્તિને મારા હાથનો સ્પર્શ કેમ કરાય? વળી મેં આગળ ઉમેર્યું, "વ્હાલી! મને એ પણ કહેવા દે કે 'હું કોણ છું, કેવો છું' તે બરાબર રીતે મને બતાવનાર પણ તુંજ છે. તારા વડેજ હું જોઇ શકું છું કે ધારતો હતો તેના કરતાં હું વધારે સારો છું."

"હું તો લાંબા વખતથી એ જાણું છું, વ્હાલા! અને ખરૂં પૂછો તો એમ જ હું તમને ચાહતાં શીખી."

ઝાડો ઉપર બુલબુલ ગાઇ રહ્યાં હતાં. કુમળાં પાંદડાં પવનના વ્હાવાથી આમ તેમ હાલતાં હતાં. મેં તેનો હાથ ઉંચો કરી મારા ઓઠે અડકાડ્યો. મારી આંખમાંથી હર્ષાશ્રુ ખરવા લાગ્યાં.

તે સમજતી હતી કે એ રીતે હું તેનાં પ્રેમવચન માટે આભાર દર્શાવી રહ્યો હતો. પછી થોડી વાર મેં આમ તેમ આંટા માર્યા; મૌન રહ્યો; વળી પાછો તેની નજીક આવ્યો ને તેની જોડે બેઠો.

"પણ વ્હાલી! મારે તને એક વાત જણાવવી જોઇએ. તને ખબર હશે કે જ્યારે હું તને ચાહવા

લાગ્યો ત્યારે મારો પ્રેમ શુદ્ધ નહતો, નિઃસ્વાર્થી ન હતો મારે તો સમાજમાં આગળ પડવું હતું. પણ તારા પ્રેમનો અનુભવ લેતાં મારામાં શો ફેરફાર થઇ ગયો! મને લાગ્યું કે તારા પ્રેમ આગળ સરખાવતાં પ્રતિષ્ઠા ને કીર્તિ એ કેવળ ક્ષુલ્લક વસ્તુઓ છે. પણ એક વખત હું પણ સ્વાર્થનો માર્યો તારા પ્રેમ પાછળ ભેંઠ પો હતો, તે સાંભળી તને ગુસ્સો તો નથી થતો ને?"

તેણે જવાબ ન આપ્યો, ફક્ત મારા હાથનો સ્પર્શ કર્યો. જેનો જવાબ મને મળી ગયો.

"સારુ, ત્યારે તેં"– હું અટક્યો. મારા હૃદયમાં કાંઇક ભાવો ઘોળાતા હતા. તેને પ્રગટ કરવાની ભાષા ખોળવી મારે માટે ઘણી અઘરી હતી.–"તેં કહ્યું કે હું તમને ચાહતાં શીખી, નહિ?—મને ક્ષમા—હું તે પૂરેપૂરું માનું છું-પણ મને સંદેશો રહે છે કે વહાલી! તારા હૃદયમાં કાંઇક છે, કાંઇક ગુપ્ત છે, જે તને દુઃખ દઇ રહ્યું છે ને તારી લાગણીઓ ને પૂર છુટથી વહેવા દેતું નથી. તે શું છે, તે મને નહીં કહે?"

તે ઉંડા વિચારમાં પડી. તેના મનમાં એમ થયું હોવું જોઇએ કે, સત્ય પ્રકટ કરવાની પળ હોય તો તે આજ છે અને એ વાત થોડી છુપાવી છુપાવાય.

તેમ હતી ? તેણે મારી પ્રત્યે પ્રેમનો એક કટાક્ષ નાખ્યો. તે બોલી:

"સાંભળો. હું તમને છેતરી ન શકું. મારે તમને બધું જ કહી દેવું જોઇએ. તમે કહ્યું કે મારા હૃદયમાં કાંઇક એવું ગુપ્ત છે કે જે મારી લાગણીઓને પૂર છુટથી વહેવા દેતું નથી, નહિ વારુ ? હા, એ વાત ખરી છે—મેં...અગા...ઉ પ્રે...મ કરેલો."

જાણે ક્ષમા યાચતી હોય તેમ તેણે મારા હાથ ઉપર હાથ મૂક્યો.

હું મૂંગો રહ્યો.

"કોની સાથે તે તમે જાણવા ઇચ્છા છો ? સાંભળો ત્યારે, શહેનશાહ સાથે."

"અમે બધા જ તેમને ચાહતા હતા. શાળાની એક કુમારી તેમને એવી રીતે ચાહી શકે—હું તેની બરાબર કલ્પના કરી શકું છું-"

"નહિ—નહિ—તે પછી તો—જો કે તે એક ક્ષણિક ઉભરો હતો—છતાં મારે કહેવું જોઇએ કે..."

"વારુ, શું–શું ?"

"—કે તે કેવળ ત્યાં નહિ અટકેલો—"તેણે તેનું મોં બે હાથ વડે ઢાંકી દીધું.

"એટલે ! તેં તારી જાતને તેમને સ્વાધીન કરેલી, એમ ને ?"

તે મૌન રહી.

"એટલે કે તેની માશુક ?—"

અદ્યાપિ તે નિરુત્તર રહી.

જાણે વિજળી પડી હોય, જાણે ખુદ **યમરાજે** મને પકડી લીધો હોય, તેવો હું નિસ્તેજ–ભોંઠો પડી ગયો. હોઠ પીસવા લાગ્યો. એકદમ ઉભો થયો. થોડા વખત ઉપર શહેનશાહે મને શા માટે મુબારકબાદી આપેલી તેનો અર્થ હવે હું સમજી શક્યો.

"અરેરે ! પ્રભુ! મેં આ શું કરી નાંખ્યું !"

એ! વ્હાલા–ઓ વ્હાલા –ઓ વ્હાલા !—"

"મને સ્પર્શ કર નહિ–મને અડ નહિ ! ઓહો! કેવું ભયંકર !"

મેં આગળ કહ્યું છે તેમ મારો ગુસ્સો અપાર હતો. હું ઘેર પાછો ગયો. મારી માતાને મળ્યો. મારો ઉતરી ગએલો ચ્હેરા જોઇ તેણે મને પૂછ્યું કે બેટા ! શું છે ? મારા ચ્હેરા પર લોહી એકદમ તરી આવ્યું.

"તમને–તમને તેની ખબર હતી અને–અને તમારી ઇચ્છા તો એવી હશે કે 'હું તેનો હાંકપિછોડો કરૂં, નહિ ?! હા......તમે સ્ત્રી જાતિ છો એટલે શું કરૂં ? નહિતો..."મારે. હાથ પકડી હું મોટેથી બોલ્યો. પછી પૂંઠ ફેરવી હું ચાલી નીકળ્યો.

જો તેનો ગાર કોઇ ખાનગી માણસ હોત તો મારે હાથે તેનું ખુન ખચિતજ થયું હોત. પણ આ તો મારો જ પ્રિય શહેનશાહ હતો.

બીજેજ દિવસે મેં ફર્લો રજા માગી. પછી રાજીનામું મોકલી આપ્યું. માંદગીના બ્હાના હેઠળ કોઇની પણ મુલાકાત લેવાની મેં ના પાડી. હું ગામડામ જતો રહ્યો.

ત્યાં રહ્યાં રહ્યાં ઉનાળા દરમ્યાન બધી જ વ્યવસ્થ કરી દીધી. ઉનાળો પૂરો થએથી સાધુ થવાના ઇરાદાથ હું એક મઠમાં દાખલ થયો.

મારી માતાએ એવું પગલું ન ભરવાને મને ઘણ સમજાવ્યો. હું માત્ર એકજ ઉત્તર આપતો કે મ આન્તર આદેશ છે. ખરૂં જોતાં તો મારાં સઘળ પરિજનોમાં મારા હૃદયની ખરી સ્થિતિ સમજનાર માર બ્હેન એકલી જ હતી.

જ્યારે અમલદાર હતો ત્યારે દુનિયા ને તેની કીર્ એ બે વસ્તુઓએ મારા હૃદયમાં સર્વોપરિ સ્થા મેળવ્યું હતું. અત્યારે પણ હું એવી સ્થિતિએ પહોંચ્ હતો કે મારી ઇર્ષ્યા કરનારા પ્રત્યે હું તિરસ્કાર-મ ફરીથી જોઈ શકું. પણ હવે તો હું જોઇ શકયો દુનિયા કેવળ જુઠ્ઠી છે. આ સિવાય તેની પ્રત્યે તિરસ્કા

બનાવવાનો બીજો કયો માર્ગ સુગમ હતો? જો કે મને ખબર છે કે તેમાં અહંકાર, સ્વાભિમાન ને મોહ રહ્યાં છે. મારે કબુલવું જોઇએ કે એ તો હતાંજ. પણ સાથે સાથે એ પણ કહેવું જોઇએ કે મારા હૃદયમાં ધર્મ ભાવનાનો એક ઝીણો પ્રવાહ પણ વહી રહ્યો હતો. અલબત્ત એની ખબર મને તે વખતે એટલી બધી નહતી. પણ તે હતી એ તો ચોક્કસ છે. ઘવાયલા હૃદયમાંથી નિરાશા, અને નિરાશામાંથી પ્રભુ પ્રેમ: એ ક્રમ કુદરતી લાગે છે. ને તેથી હું પ્રભુનો પાડ માનું છું.



૩

# જીવન પલટો.



મઠનો મહંત ઉમદા કુટુમ્બનો વિદ્વાન ને લેખક હતો. શિષ્યોમાંથી જ મહંતની ચુંટણી થતી. પરાપૂર્વથી એવી જ પરિપાટી હતી. મઠનો મહંત એટલો પૂજ્ય ને માન્ય ગણાતો કે તેની આજ્ઞાઓ આનાકાની વગર શિરસાવન્દ્ય ગણાવી જોઇએ, અને ગણાતી.

મઠમાં પ્રવેશ કરતાં જ હું જોઇ શક્યો કે અન્ય શિષ્યોની સરસાઇમાં હું ઘણો ઉંચો છું. બહારની દુનિયાની પેઠે અહીં પણ આન્તરિક ને બાહ્ય પૂર્ણતા પ્રાપ્ત કરવામાં મને આનંદ લાગવા માંડ્યો. સંન્યાસી થવું તો પહેલી પંક્તિના–ઉદ્યમી, સંયમી, ગરીબ ને નમ્ર; વિચાર ને કર્મમાં પવિત્ર, અને આજ્ઞાધારી થવું, એવો મારો સંકલ્પ હતો. ખરૂં જોતાં આજ્ઞાપાલન વડે જ મને જીંદગી વધારે સરલ લાગી. આશ્રમના કેટલાક નિયમો મને વાંધા ભરેલા લાગતા. છતાં આજ્ઞા-પાલનનો ધર્મ મેં સ્વીકારેલો હોવાથી તે બધાનું હું સમાધાન કરી શકતો.

શા માટે મારે કાર્યકારણુની ભાંજગડમાં ઉતરવું? મારૂં કામ તો આજ્ઞા ઉઠાવવા પૂરતું જ હોય શકે. દેવની પૂજા કરતો હોઉં: ભજન ગાતો હોઉં; કે આશ્રમનો હિસાબ રાખતો હોઉં—હું શંકાને દાબીજ દેતો. જો મેં આ ભાવ ન કેળવ્યો હોત તો દેવપૂજાની એની એજ વિધિ, મુલાકાતીઓની હરઘડીની ડખલ, ને અન્ય શિષ્યોની હલકટ વૃત્તિઓ જોઇ મને ત્યાં અકારૂં લાગ્યા વિના ન જ રહેત. પણુ, મેં બધુંજ સહન કર્યું. આ રીતે હું કાંઇક આશ્વાસન ને શાન્તિ લઇ શકયો.

મને શંકાઓ તો ઘણી વાર ઉઠતીઃ શા માટે મારે એની એ જ પ્રાર્થનાઓમાં દરરોજ એસી વખત ગાળવો? પણુ આવી શંકા ઉઠતાંની સાથે જ હું મારા મનને મનાવતો કે એ જાણવું એ મારો ધર્મ નથી, મારે તેની જરૂર પણુ નથી. બસ, ગુરુજીની આજ્ઞા એમ છે માટે મારે એમ કરવું ને તેમાં આનંદ લેવો. મહંતજી કહેતા કે જેમ શરીરને ખોરાકની, તેમ આત્માને જાગૃતિ માટે દર્શન ને પ્રાર્થનાઓની જરૂર છે. હું એ પૂરેપૂરૂં માનતો. વહેલું ઉઠવું પડતું એ જરા મુશ્કેલ તો હતું, છતાં તેનાથી મને આનંદ ને સુખ થતાં. મને બરાબર પ્રતીતિ થઇ કે દીનતા ને નિશ્ચયાત્મક બુદ્ધિનું એ પરિણામ હતું.

પણ આ ઉપરથી કોઇ એમ ન સમજે કે આમ કરીને મારી ઇચ્છા શક્તિને ધીરે ધીરે હું મારી નાંખતો હતો, ને દીનતા પ્રાપ્ત કરવા વધારે ને વધારે મથતો હતો. મને તો ઉલટું એમ લાગતું કે મારે માટે સાચા વૈષ્ણવ સંન્યાસી થવું સહેલું છે. હું તે ગુણો મેળવવા તરફ મારૂં લક્ષ રાખી રહ્યો હતો. હું જે કરતો તે પૂર્ણ હૃદયથી કરતો. જો એમ ન હોત તો કંઇ પણ સંકોચ વગર મેં મારી તમામ મિલ્કત મઠને હવાલે કરી ન હોત.

મારાથી નીચાઓ પ્રત્યે પણ દીનતા બતાવવામાં મને સંકોચ ન થતો; બલ્કે, આનંદ થતો. કાંચન ને કામિની ઉપર હું આમ જય મેળવી શકયો. મઠે મને છેલ્લી વાસના માટે તો ખાસ ચેતવણી આપેલી. મને કહેતાં આનંદ થાય છે કે તે વાસના-માંથી મને મુકિત મળેલી લાગતી હતી. મને જો કોઇ વાતનો ધખારો હોય તો તે એ હતો કે મને કોઇ કોઇ વાર તે સુંદરીનો વિચાર આવી જતો. ભૂત કાળમાં શું શું બની ગયું તેનો ચિતાર ખડો થતાં મને અપ્રાપ્તિનું દર્દ ન થતું, પણ જો તે પ્રાપ્ત થઇ હોત તો ભવિષ્યમાં શું શું થાત, એ વિચાર તો કોઇ કોઇ વાર મારા મનની શાંતિનો ભંગ કરતો. બહુ વખત પછી મેં જાણેલું કે શહેનશાહની તે હૃદયેશ્વરી એક માણસને

પરણી માતા પણ બની છે. તેનો પતિ ઉચ્ચ પદવી ધરાવનાર, ને માનનીય ગૃહસ્થ હતો. મને એમ પણ ખબર મળેલી કે હવે તે પૂર્ણ પ્રાયશ્ચિત કરી શુદ્ધ ને ભલી બની છે.

જ્યારે મારી આન્તરિક સ્થિતિ બરાબર હોય, ત્યારે આવા વિચારની અસર મારા હૃદય ઉપર બિલકુલ ન થતી. ઉલટું, મને લાગતું કે દુનિયાદારીના આવા મોહને પ્રપંચમાંથી બચી ગયો, એજ મારૂં મોટું ભાગ્ય. પણ આન્તરની આવી નિર્મળ સ્થિતિ કાંઇ હમેશજ કાયમ ન રહેતી. અંધકારની પળો પણ આવતી. આવે વખતે મને મારી જીંદગી છેક ખારી લાગતી. મને કોઇ પણ દિશા ન સુજતી. મારી જીંદગીનો પાયો ડગુમગુ થતો લાગતો. મને તેનું મૂળ શોધ્યું જડતું નહિ. આમ મારૂં જીવન શૂન્યકારમાં ઘેરાયું. ભૂત કાળનાં ભૂતો ચારે બાજુએ ફરી વળતાં ત્યારે મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે મને દુનિયાનો ત્યાગ કર્યા બદલ પસ્તાવો પણ થઇ આવતો. આવે સમયે આજ્ઞાપાલન ને પૂર્ણ અધીનતા એજ મારો આશરો હતો. હું પૂર્ણ દીન બની જતો; અધીન રહેતો; ચિત્તને ઉદ્યમમાં રોકેલું રાખતો; ને આખો દિવસ પ્રભુપ્રાર્થનામાં ગાળતો.

નિયમ એવો હતો કે દરરોજ નિયમિતપણે મારે પ્રાર્થના સમયે પ્રાર્થનામાં જોડાવું—પણ, મારે મન તે

બધું શુષ્ક હતું, તેમાં મારૂં દિલ ચોંટતું જ નહિ. આવી આન્તર દશા કોઈ વખત બે દહાડા પણ લંબાતી ને વળી પાછી ચાલી પણ જતી. અત્યારે પણ મને એ દશાના અનુભવો યાદ આવે છે ત્યારે પળ વાર દિલ કમકમી ઉઠે છે. એવે વખતે તો મને એમ જ લાગતું કે પ્રભુએ મને ત્યજી દીધો છે ને મારો કાબુ કોઇ દૈત્યે લીધો છે. ગુરુની સલાહ પ્રમાણે વર્તવું, કશુંજ નવું કામ હાથ ન લેવું, ને રાહ જોયાં કરવી, કાંઇક એવો માર્ગજ ડહાપણનો માર્ગ લાગે છે ને તે પ્રમાણે હું વર્તવા યત્ન કરતો.

મેં આ મઠમાં સાત વર્ષ ગાળ્યાં. ત્રણ વર્ષને અંતે મને અધિકારી તરીકે નીમવામાં આવ્યો. મારા આન્તર જીવનમાં એથી જબરો પલટો થયો. પૂર્વે ધાર્મિક ક્રિયાઓ વેળા મને અપૂર્વ શાંતિ મળતી. મારો આત્મા તેના આનંદનો અનુભવી બનતો. પણ, હવે ધીમે ધીમે આ ભાવ ઘટવા લાગ્યો. તેના પ્રત્યેની મારી સ્વાભાવિક લાગણી વિરામ પામી. ધાર્મિક ક્રિયાઓ કરવાની બાહ્ય ચેષ્ટાઓએ હવે ટેવનું રૂપ લીધું.

સમગ્રપણે જોતાં મને જીંદગીનો કંટાળો આવવા લાગ્યો. શીખવાનું શીખ્યો, મેળવવાનું મેળવ્યું, કરવાનું કર્યું હવે કશુંજ બાકી ન રહ્યું હતું. અને છતાં શાન્તિનો અભાવ હતો.

દિવસે દિવસે મારી મુંઝવણ વધવા લાગી. દરમ્યાન મારી માતા ને મારી બ્હેન દેવલોક પામ્યાના સમાચાર સાંભળ્યા. મારૂં સઘળું ચિત્ત મારા આન્તર જીવનવિગ્રહમાં રોકાયેલું હતું. ઉપરના સમાચાર પ્રત્યે હું દુર્લક્ષ હતો.

ચાર વર્ષના અનુભવ પછી મહંતની મારા ઉપર અપૂર્વ કૃપા થઇ. મને સૂચવવામાં આવ્યું કે મને આથી પણ વધારે ઉંચું પદ આપવામાં આવે તો મારે ના ન પાડવી. અન્ય સાધુઓ ઉત્તરોત્તર ઉચ્ચ અધિકાર મેળવવાની મહત્ત્વાકાંક્ષા રાખતા તે પ્રત્યે મને સ્વાભાવિક તિરસ્કાર હતો. પણ હવે મને એજ વાત ગમવા લાગી. અને નજીકના એક શહેરના મઠમાં મોકલવામાં આવ્યો. પ્રથમ તો મેં અનિચ્છા બતાવેલી: પણ છેવટે મારા ગુરુની આજ્ઞાને શિરે ચઢાવી હું ત્યાં ગયો.



# ૪
# જીવનની કસોટીઓ.

આ ફેરફાર મારા જીવનમાં ઘણોજ મહત્ત્વનો હતો. અહિં શહેરના મોહક વાતાવરણમાં મારે ઘણાં ઘણાં પ્રલોભનોની સામે થવું પડતું. આ આન્તર વિગ્રહમાં મારે મારી બધી જ ઇચ્છ: શક્તિ રોકવી પડતી. પ્રથમના મઠમાં મને કામિનીઓનો ભય નહતો; અહિં તે વાતે મોટું રૂપ પકડ્યું. હું ભયભીત થયો.

વાત આમ બની. એક બદચાલ સ્ત્રી હતી. તે મારૂં ધ્યાન ખેંચવા પ્રયત્નો કરવા લાગી. મારી સાથે તે એક દહાડો વાત કરવા આવેલી. વાતવાતમાં તેણે મને નિમંત્રણ આપ્યું. મેં કંઇક કડકાઇથી ના પાડી. છતાં પોતાના હૃદયની કોને ખબર નથી હોતી? ના પાડવા જેટલી નિશ્ચયાત્મક ઇચ્છા જોઇ હું જ છળી ગયો. હું બહુજ ગભરાયો. મેં મારા ગુરુને એક પત્ર લખ્યો. ઝેરી વીંછીનો ડંખ તો તેને દેખતાંની સાથેજ કાપી નાંખવો ઘટે. પોતાની જાતને અપમાનિત કરવાના ક્રૂર નિશ્ચયથી મેં મારાથી હલકા એક શિષ્યને બોલાવ્યો. શરમ કોરે મૂકી અંદરથી હું કેવો નબળો હતો—કેવો અધમ હતો તે વાત સ્પષ્ટપણે કબુલી. તેને એવી પણ

વિનતિ કરી કે તારે હવેથી મારી બરાબર ચોકી રાખવી. એવી પણ સૂચના કરી કે પૂજાવિધિના કે જપ-તપના કામ વિના મને બોલાવવો જ નહિ.

મારે અહિંના મહંતનો પણ કાંઇક ખ્યાલ આપવો રહ્યો. તે કેવળ દુનિયાદારીનો માણસ હતો; એટલે કે તેને દુનિયાદારીના ને વ્યવહારના માર્ગો ઘણા પસંદ પડતા. આ ધાર્મિક સ્થળમાં રહી તે તો તેનો પ્રાપંચિક હેતુ પાર પાડી રહ્યો હતો. તેની નજર મારી ઉપર કડવી હતી. એથી મારે ઘણુંજ સહન કરવું પડ્યું. તેની ઇતરાજી ટાળવા મેં અંતઃકરણ પૂર્વક પ્રયત્નો કરેલા પણ બધા ફોકટ નીવડ્યા. હું તેનું કહ્યું કરતો. તેની ઇચ્છા ને મરજી મુજબ શારીરિક સેવા હું આપી રહ્યો હતો, છતાં હૃદય જો તેનાં કામો પ્રત્યે નાપસંદગી બતાવે તો તેમાં મારો શો વાંક? હું ત્યાં બે વર્ષ રહ્યો હોઇશ. મારા સંયમની પણ હવે હદ આવી ગઇ હતી. એક દિવસ એવું બન્યું કે મારો પ્રકોપ બહાર નીકળી પડ્યો.

વાત આમ બની. એક વખત દેવળમાં મોટો ઓચ્છવ હતો. બહારગામના લોકો દર્શન માટે ઉભરાતા હતા. મહંત પોતે પૂજામાં રોકાએલા હતા. હમેશની માફક હું ત્યાં પ્રાર્થના કરતો ઉભો હતો;

એટલે કે મારા પોતાના આત્માવલોકનમાં મગ્ન થયો હતો.

પૈસાપાત્ર લોકોનાં ટોળાંની ત્યાં ઠઠ જામી હતી; ખાસ કરીને સ્ત્રીઓની. તે જોઇ મારો મિજાજ ગયો. મેં ઘણોએ નિશ્ચય કર્યો કે મારી આગળ પાછળ ચાલી રહેલા વ્યવહાર પ્રત્યે મારે નજર સરખી ન કરવી. આમ છતાં એક માણસ તરફ મારી દૃષ્ટિ પડી ગઇ. સારાં ને સુંદર લુગડાંવાળા લોકોને તે આગળ જવાનો માર્ગ કરી આપતો, તો સામાન્ય માણસોને ધક્કા મારી પાછળ હડસેલતો હતો. ત્યાં દૂર મેં સ્ત્રીઓ પણ જોઇ. તેમાંની કેટલીક મારા તેમ જ રૂપાળા ચ્હેરા-વાળા બીજા સાધુઓ પ્રત્યે આંગળીઓ લંબાવી લંબાવી કાંઇક કાંઇક બોલતી હતી. મારા મનને એકાગ્ર કરવાનો મેં ઘણોયે નિશ્ચય કર્યો—યત્ન કર્યો. હું મારા ચિત્તને મૂર્તિ આગળની જ્યોતમાં, મૂર્તિ ને તેને સજાવેલા વાઘામાં રોકવા લાગ્યો. સમયને અનુસરતું જે જે કીર્તન થતું હતું તે તે સાંભળવા મારા ચિત્તને શ્રમપૂર્વક વાળવા લાગ્યો; પ્રભુસ્મરણમા વૃત્તિઓનો નિરોધ કરવા લાગ્યો; દરરોજની જેમ આ વેળા પણ મને ભજન સાંભળી હમેશની શાંતિનો અનુભવ થયો.

ખરે, એ વખતે તો ઇશ્વરકૃપા માટે હું પ્રભુને વિનવી રહ્યો હતો, સાષ્ટાંગ દંડવત્ કરી રહ્યો હતો, આન્તર વિગ્રહ શમાવવા મથતો હતો, વિચાર ને

વૃત્તિઓનો નિરોધ કરી રહ્યો હતો:—પણ એટલામાં ભંડારી આવ્યો.

એ ભંડારી મહંતનો ખુશામતીઓ હતો. તેના એવા ગુણને લીધે તે મારી આંખેથી તો છેક ઉતરી ગયો હતો. તેણે આવી મને નમસ્કાર કર્યા, ને કહ્યું કે મહંતજી તમને બોલાવે છે ને પાછલે દરવાજે ઉભા છે.

નીચી નજરે હું ટોળું વીંધી આગળ ચાલ્યો. દૂર થતી વાતચીતના અવાજમાં મેં કોઇ સ્ત્રીનો અવાજ સાંભળ્યો. મને લાગ્યું કે તેઓ મારે વિશે જ વાત કરતાં હોવાં જોઇએ. મારો નિયમ તો એવો હતો કે દુનિયાદારીનાં આવાં પ્રલોભનો કદાચને આવી જાય તો તે વખતે પ્રભુની પ્રાર્થના કરવી કે "હે નાથ! મને આવાં પ્રલોભનોમાંથી દૂર રાખ!" મહંતજી આગળ પહોંચતાં મેં માથું ઉંચું કરી તેમને નમસ્કાર કર્યા ને જોયું તો તેમની પાસે ભપકાદાર કપડાંમાં સજ્જ થએલો એક આદમી ઉભો હતો.

મહંતજી તેમની ફાંદ ઉપર હાથ ફેરવતા ઉભા હતા. એક હાથમાં માળાના મણકા ઝડપથી ફરતા હતા. તો મુખવડે પેલા લશ્કરી લેબાશમાં ઉભેલા માણસ સાથે હાસ્યયુક્ત વાત કરી રહ્યા હતા. તે માણસ સેનાપતિનો હોદ્દો ભોગવતો હતો. એક વખત તે મારા

હાથ નીચેની ટુકડીનો સરદાર હતો. આ વાતની મહંતજીને ખબર હોવાથી જ ખુશાલીમાં આવી જઇ મને બોલાવવામાં આવ્યો હતો. તે એવા ખુશ ખુશ થઇ ગયા હતા કે તેમના મોંનો રંગ ગુલાબી થઇ રહ્યો હતો ને માથાનું ટાલકું ચળક ચળક ચળકી રહ્યું હતું.

મને આ દૃશ્ય જોઇ ઘણોજ કંટાળો આવ્યો. દુઃખ થયું. તે એટલા માટે કે એક સેનાપતિના સામાન્ય કહેવા ઉપરથી તેના પ્રખ્યાત "મિત્રને"—મને મળવાને શા માટે બોલાવવામાં આવ્યો હશે?

"તમને ભગવાંમાં જોઇ મને અતિ આનંદ થાય છે. મને લાગે છે કે તમે તમારા જુના દોસ્તને ભૂલી તો નહિ ગયા હો!" તે સેનાપતિએ કહ્યું.

તે સેનાપતિના વચનને સંમતિ આપતો હોય તેવો મહંતનો સફેદ દાઢીવાળો લાલઘુમ હસતો ચ્હેરો, હજામત કરાવેલી હોવાથી ચક ચક થતું માથું, પોતાની સ્થિતિમાં સંતુષ્ટ એવો તે સેનાપતિનો ચ્હેરો, દારૂની ગંધ, બીડીની વાસથી ગંધાતી તેની નળી—એ બધું મને એટલું તો અસહ્ય લાગ્યું કે હું તપી ગયો. મેં મહંતજીને જરા નમીને કહ્યું: "જી મહારાજ! મને આપે અહીં બોલાવેલો તે—"

આગળ બોલતાં હું અટક્યો. પણ મારી આંખે જ પૂછવાનું પૂછી લીધું કે "શા માટે?"

મહંતે કહ્યું "માત્ર, આ સેનાપતિને મળવાને."

"જી મહારાજ, આપને ખબર છે કે મેં પ્રલોભનોમાંથી છુટવા દૂનિયા છોડી છે. તો જ્યારે પ્રભુના મંદિરમાં પ્રાર્થના થઇ રહી છે, તેવે વખતે શા માટે મને આ તરફ ખેંચો છો?"

મારો ચ્હેરો ફીક્કો પડી ગયો. મારા હોઠ ફડફડવા લાગ્યા.

મહંતજી ક્રોધમાં આવી લાલપીળા થઇ ગયા ને બડબડ્યા "જા! જા!"

બીજે દિવસે મારા ગર્વ માટે મેં મહંતજીની તેમજ બીજા ગુરૂભાઇઓની ક્ષમા માગી. પ્રાયશ્ચિત્ત કર્યું. આખી રાત પ્રાર્થનામાં ગાળી. મેં મારા મનથી એવો પણ નિશ્ચય કર્યો કે મારે આ મઠનો સત્વર ત્યાગ કરવો. મેં મારા ગુરુજીને મને પાછો બોલાવી લેવા એક પત્ર લખ્યો. મેં એમ પણ જણાવ્યું કે હું ઘણો નબળો છું તેની મને ખાતરી થઇ છે ને આપશ્રીની કૃપા વગર પ્રલોભનોમાંથી ઉગરવાનું સામર્થ્ય મારામાં નથી. મારા ગર્વને લીધે મેં મારી જાતને શી નસિયત કરેલી તે પણ લખ્યું.

બીજા દિવસની ટપાલમાંજ ગુરુજીનો જવાબ આવ્યો. તેમાં જણાવ્યું–હતું કે, આ બધી મુશ્કેલીનું મૂળ મારી અભિમાનવૃત્તિમાં રહેલું છે. મને સમજાવવામાં આવ્યું કે મને જ્યારે સાધુ તરીકે બોલાવવામાં આવ્યો ત્યારે સાધુ તરીકેના માનનો સ્વીકાર ન કરતાં, જે દીનતા મેં બતાવેલી તે પ્રભુ ખાતર નહોતી–તે તો મારા ખોટા અભિમાનની ખાતર હતી. જો એમ ન હોત તો મારામાં ગુસ્સાનો આવેશ જ ન હોત. બતાવવામાં આવેલી દીનતામાં તો કાંઈક એવો ભાવ રહેલો કે હું કેવો જબરો માણસ છું કે મને કશી વસ્તુની પડી નથી! આમ ન હોત તો મેં મહંતનું કામ સારી લીધું હોત. મારે તો આમ કરી એવું બતાવવું હતું કે ઇશ્વરની ખાતર મેં દુનિયાનો ત્યાગ કર્યો છે, છતાં શા માટે મને જંગલી જાનવર જેવો પ્રદર્શિત કરવામાં આવે છે? પ્રભુના નામમાં મેં મિથ્યાભિમાનને તિલાંજલિ આપી હોત તો હું બધું જ કરી શક્યો હોત. પત્રમાં મારા દયાળુ ગુરુજીએ જણાવેલું કે "બેટા, મેં તારે માટે ઘણો વિચાર કર્યો છે. તારા હૃદયની પરીક્ષા કરતાં હું જોઇ શકું છું કે હજી તારામાંથી દુનિયાદારીનું અભિમાન ગળી ગયું નથી." આજે પણ મેં તારે માટે પ્રાર્થના કરી છે. મારો સંદેશો ઉપર પ્રમાણે છે. માટે તું તે પ્રમાણે વર્તજે ને આગળને આગળ વધ્યાં જજે."

ઉપર જણાવ્યા પ્રમાણે મારા આત્માનું પ્રકરણ ઉકેલાતું હતું તેવામાં બીજા મઠનો એક સાધુ દેવલોક પામ્યો. મારા ગુરુજીનો પત્ર મળ્યો કે 'મેં તને ત્યાં મોકલવાનો વિચાર કર્યો છે.' તેમણે જણાવ્યું કે તારે ત્યાં જઈ મઠાધીશની જગા ઉપર બેસવાનું નથી પણ હમણાં તારે એકાંતની ઘણી જ જરૂર છે. થોડો વખત સંયમ ને એકાંતમાં રહેવાથી તું તારી અભિમાન વૃત્તિ જીતવા શક્તિમાન થઈશ. પ્રભુ તને તારા માર્ગમાં મદદ કરશે.

મહંતજીને મેં મારા ગુરુજીનો પત્ર બતાવ્યો. તેમની આજ્ઞા માથે ચઢાવી મેં નવા મઠ પ્રત્યે પ્રયાણ કર્યું.



૩

# આન્તર વિગ્રહ.



આ નવા આશ્રમનો મહંત પૂર્વાશ્રમમાં એક વેપારી હતો. તેણે મારો સારી રીતે સત્કાર કર્યો. પર્વતની ગુફામાં કોતરાવેલી મને એક ઓરડી સુપ્રત કરવામાં આવી. આ ગુફાના પાછલા ખુણામાં એક નાનું દેવસ્થાન હતું. આગળના ભાગમાં સુવા માટે, બેસવા માટે, મારાં પુસ્તકો રાખવો માટે, એમ ઓરડીઓ હતી. તેમાં મારો ગુરુભાઇ દિવસના એક વાર ખાવાનું મૂકી જતો. આમ હવે હું સાધુ થયો.

મને પચાસ વર્ષ થયાં હતાં. અને છતાં મારૂં ઐકાન્તિક જીવન ઘણું જ કઠણ થઇ પડયું હતું. કોઇએમ ન માને કે ઉપવાસને પ્રાર્થનાઓથી મને એમ લાગતું: એ તો હું સહેલાઇથી સહી શકતો. પણ મેં નહીં ધારેલું એવું તુમુલ યુદ્ધ મારા આત્મામાં જન્મ પામ્યું હતું.

આ આન્તર યુદ્ધનાં બે કારણો હતાં. મને ખબર હતી કે **संशयात्मा विनश्यति** । અને છતાં મારી બુદ્ધિ હજી સંશયને છેદી શકી ન હતી. ઇચ્છાનાં પ્રલોભનો પણ મને છેક છોડી ન ગયાં હતાં. મેં તો

માનેલું કે આ બે દૈત્યો જુદા જુદા હશે. પણ હવે હું સમજી શક્યો કે તે જુદા ન હતા, ફક્ત જુદાં જુદાં રૂપ ધરીને મારી આગળ ખડા થતા હતા. આવા જ્ઞાન સાથે મને એ પણ પ્રતીતિ થઇ કે કામવાસનાની નિવૃત્તિ સાથે જ સંશયો પણ નિવૃત્ત થવા જોઇએ. પણ પહેલાં તો હું આ બે દુશ્મનો સાથે જુદી જુદી લડત ચલાવી રહ્યો હતો. મને બરાબર યાદ છે કે જ્યારે તેઓ દેખા દેતા ત્યાર સાથે જ આવતા.

એક વાર હું સાશ્રુ પ્રભુની પ્રાર્થના કરતો ને તેની કૃપા માટે કરગરતો! હું તેને વિનવી વિનવીને કહેતો કે મારામાં કામવાસના છે તેની ના નહિ પણ તેવી તો ઘણા મહાત્માઓમાં હોવાનું મેં વાંચ્યું છે, પણ બીજી જ પળે છેક નમ્ર બની જતો. બીજા મહાત્માઓમાં કામ વાસનાની ઝીણી છાયા ભલે હોય; પણ તેઓમાં જે એક અમૂલ્ય અંશ હોય છે તે મારામાં ક્યાં છે ? શ્રદ્ધા, હા શ્રદ્ધા એ મનુષ્ય હૃદયમાં તારણહાર નૌકા છે. ભલે મહાત્માનું હૃદય હજારો જન્મોનાં કર્મ-બળે-કોઇ ગુપ્ત સંસ્કારના બળે પળભર કામવાસનાથી વલોવાય-પળભર હૃદય ડગમગતું લાગે-પણ આવે કાળે પ્રભુમાં શ્રદ્ધા એજ એની તારક નીવડે છે. આની મને ખબર હતી. પણ એ તત્ત્વનો મારામાં અભાવ મને સાલ્યાં

કરતો ને અસહ્ય વેદના આપ્યાં કરતો. મારા તે જીવનમાં કેટલીય પળો—કેટલાય કલાકો—કેટલાય દિવસો એવા જતા, જ્યારે શ્રદ્ધાનો દીવો મારામાંથી હોલવાઇ જતો ને હું અંધકારમાં બાથડિયાં મારતો. આવે વખતે અંદરનો દૈત્ય આવી મારા કાનમાં કહેતો કે આ દુનિયા જો માયિક હોય, પાપાત્મક હોય, ત્યાજ્ય હોય, તો શા માટે ઇશ્વરે તેને આટલી બધી સુંદર બનાવી છે? અને આમ શંકા ને સંશય વચ્ચે મારો આત્મા મુંઝાતો ને ચુંથાતો. પ્રભુની કૃપા વિના મારો બીજો આધાર ન હતો. અને હું પ્રભુને મારા આગળ આવાં બુદ્ધિનાં પ્રલોભનોની જાળ પાથરવા માટે ઠપકો દેતો ને સંકેલી લેવા કાલાવાલા કરતો. પણ ત્યારે બીજી જ ક્ષણે વિચાર આવતો કે પારલૌકિક જીવનની તૈયારી માટે આ દુનિયાના આનંદોનો ત્યાગ કરવો એ પણ શું એક જાતનું પ્રલોભન નથી? આમ ઘણા ઘણા પ્રલાપો કરતો—ગાભરો ગાભરો બની જતો—ને જાત પર એટલો તો કંટાળો લાવતો કે આવી આન્તરની અસહ્ય વેદના કરતાં તો મરણ સારૂં. અને મારૂં હૃદય વારે વારે પોકારી ઉઠતું, કે "ઓ પાપી! તને સાધુ કહેવરાવવાનો શો અધિકાર છે?"

ઉપરની સ્થિતિમાં હું એક દહાડા પ્રાર્થના કરી ઉઠ્યો. પ્રાર્થના કરતાં કરતાં મઠમાં હું કવા દાઠ-

માઢથી રહેતો હતો તે તરફ મારી નજર ગઇ—આખો ચિતાર મારી મનોદૃષ્ટિ સમક્ષ ખડો થયો. હું કમકમી ઉઠયો. મેં મારા હૃદયને ઠપકો દીધો કે "જીવ! સર્વ જુઠું છે, ફોગટ છે. તું દુનિયાને છેતરી શકે, ઇશ્વરને તો કદાપિ નહિ. ખરે, તું પામર છે" "હું શું છું?" એ વિચારે મારા મનને ઘેરી લીધું. સંયમ ને તપને પરિણામે ક્ષીણ થયેલા મારા પાતળા પગ સામે મેં જોયું. મનના વિચારોને બળપૂર્વક ત્યજી દીધા. વળી પ્રાર્થના ચાલુ કરી.

પણ, મારા હૃદયપર આજે મારો કબજો ન હતો. એક વિચાર નિરસ્ત થાય કે બીજો ખડોજ થાય. મને વળી બીજો વિચાર આવ્યો. સમાધિષ્ઠ થઇશ ત્યારે મારી સમાધિ આની નજીકજ કરાવીશ. આમ દૈહિક—ક્ષુલ્લક વિચારો મારી શાંતિનો ભંગ કરવા લાગ્યા. પણ આખરે હું મારી ચલાયમાન થતી વૃત્તિઓને કબજામાં લેવા ફાવી શકયો. મને લાગ્યું કે હવે હું સહિસલામત છું. પણ હું જોઇ શકયો કે હું અંધારામાં હતો.

ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યાને ફક્ત થોડો જ વખત થયો એટલામાં તો પૂર્વાશ્રમની પેલી સુંદરી જાણે વિધવા થઇ હોય તેવો ચિતાર મારી કલ્પનામાં ખડો થયો. મેં મારૂં ડોકું ધુણાવ્યું. ગીતાજીનો બીજો અધ્યાય

મોટેથી ગાવા લાગ્યો, પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યોઃ "હે પ્રભુ! મને મારા સંશયાત્મક જીવનમાંથી બચાવ!!!"

**" असतो मा सद्गमय "**

**" तमसो मा ज्योतिर् गमय "**

**" मृत्योर्माऽमृतं गमय "** નું રટણ કરવા લાગ્યો. ને મહા મહા મુશ્કેલીએ પછી કાંઇક શાંતિ મેળવી શક્યો. બત્તી હોલવી નાંખી. પ્રભુનામનું સ્મરણ કરતો કરતો પથારીમાં સુઇ ગયો.

મને બરાબર યાદ નથી કે હું ઉંઘમાં હોઇશ કે જાગૃતિમાં. પણ થોડાજ વખતમાં ટક ટક કરતો અવાજ મારા કાને અથડાયો. બારણું ખંખડાયું. હું જાગ્યો. પથારીમાં બેઠો થયો. આજે મને મારી ઇન્દ્રિયોનો વિશ્વાસ ન હતો. પણ ચીલાને ફરીથી ધક્કો લાગ્યો. અવાજ નજીક આવ્યો. સ્ત્રીના કંઠનો અવાજ હોય એમ લાગ્યું.

મેં ઘણે ઠેકાણે વાંચ્યું હતું કે દેવો સાધકની કસોટી કરે છે. એવે વખતે કોઇ અસુર સ્ત્રીનું રૂપ લઇ સાધકોને લલચાવે છે. એથી જ્યારે મેં ઉપરનો અવાજ સાંભળ્યો ત્યારે મને લાગ્યું કે કોઇ અસુર મને ચ્યુત કરવાને તો સ્ત્રીનું રૂપ ધરી નહિ આવ્યો હોય? તે અવાજ સ્ત્રીનો જ હતો તેમાં તો શંકા નહતીઃ—કેવો

ધ્રુજતો–કોમળ–મધુર સ્વર ! જાણે હું એ અવાજને હડસેલી મૂકતો હોઉં તેમ મેં તે તરફ એક ક્રોધકટાક્ષ ફેંક્યો. મેં ધાર્યું કે રખેને તે સ્વપ્ન પણ હોય !

હું ઉભો થયો. ગુફાની અંદરના દેવ આગળ હું ઘુંટણીએ પડ્યો. મને કાંઇક શાતા વળી. મનને વિચારોમાં ન ભટકવા દેતાં કોઇ સાધુ મહાત્માના પવિત્ર જીવનચરિત્રમાં પરોવું એવો સંકલ્પ કર્યો. આમ મારૂં ચિત્ત મારા હૃદયનો કબજો લેવા મથન કરી રહ્યું હતું. પણ મારી ઇન્દ્રિયો મારૂં મન તો આપોઆપ અવાજ સાંભળવા તરફ વળેલાં હતાં. મને થઇ આવ્યું કે લાવ, સાંભળું તો ખરો કે એ છે શું ?

ચૂપકી બધેજ છવાઇ રહી હતી. નેવાંમાંથી વરસાદનું પાણી ટપક ટપક ટપકતું હતું. બહાર ઝાકળ ને ધુમ્મસનું રાજ્ય પ્રવર્ત્તી રહ્યું હતું. એટલામાં ગુફાની બારી આગળ એકદમ અવાજ થયો. અવાજ સ્પષ્ટ હતો. એજ કોમળ–મધુર ધ્રુજતો અવાજ હતો !

“ ઇશ્વરની ખાતર ઉઘાડો ! ”

મારૂં હૃદય ધડકવા લાગ્યું. હું શ્વાસ પણ મૂકી ન શક્યો.

હું મનવડે બોલવા લાગ્યોઃ "પ્રભુ! દર્શન દે ને તારા દુશ્મનને નિરસ્ત કર!"

"પણ, હું ઇશ્વરની દુશ્મન નથી: રસ્તે ભૂલી પડેલી એક અબળા છું; ટાઢે ઠરી ગઇ છું: આશ્રય માટે આવી છું."



ૐ

૬

# આકરી પરીક્ષા.



મેં બારીએ કાન માંડયા. બારીના કાચમાં દીવાનું પ્રતિબિંબ પડતું હતું. બે હાથ વચ્ચે મોં રાખી હું તેની આરપાર જોવા લાગ્યો. ધુમ્મસ, ઝાકળ ને અંધકારથી છવાઈ રહેલા ઝાડની જમણી બાજુએ ફીનનાં કપડાં પહેરી એક સુંદર સ્ત્રી—મારાથી ફક્ત બે ઇંચ છેટે ઉભી હતી. અમારી આંખો મળી. અમે એકબીજાને પિછાની લીધાં.

એ ઉપરથી એમ સમજવાનું નથી કે અમે અગાઉ કદીએ અન્યોન્યને મળેલાં—કદીએ નહીં. પણ બોલ્યા વિના કે મળ્યા વિના પણ માણસ માણસને પિછાની શકે છે. અને અમે પરસ્પરસના દૃષ્ટિપાત સાથેજ સમજી ગયાં કે અમારે કાંઇ પિછાણ છે.

"તમે કોણ છો? શા માટે અહીં આવ્યાં છો?" —મેં પૂછયું.

જાણે શેકથી બોલતી હોય તેમ તે સ્ત્રી બોલવા લાગી.—

"હું ક્યારની કહું છું કે ઉઘાડો! હું રસ્તે ભૂલી પડી છું."

"પણ હું તો સાધુ છું—આશ્રમવાસી છું."

"એટલે શું થયું? તમે પ્રાર્થના કરતા હો ત્યાં લગી શું મારે અહીં ટાઢમાં ઠીજી રહેવું?',

"પણ તમને આ મઢીમાં લેવાનું શી રીતે બને? :'

"કાંઇ હું તમને ગળી નહિ જાઉં. ઇશ્વરની ખાતર મને અંદર આવવા દો."

તે ખરેખરી બ્હીવા લાગી. અશ્રુ સારવા લાગી.

હું અંદર જતો રહ્યો. મારા પ્રભુ પ્રત્યે જોઇ બોલવા લાગ્યો—" પ્રભુ! મને બચાવી લે! બચાવી લે! બચાવી લે!" એમ બોલતાં બોલતાં મેં ઉલાળો ઉંચો કર્યો.

તે અંદર આવી. જાણે તે તેનો બચાવ કરતી હોય તેમ બોલવા લાગી, "જો હું આવી કફોડી સ્થિતિમાં ન મૂકાઇ હોત, તો હું અહીં કદાપિ ન આવત–"

તેના કપડામાંથી સુગંધ મહેકતી હતી. એવી ખુશબો લીધાને મને તો કેટલાંય વર્ષો થયાં હશે. તેનું મને સ્મરણ થયું.

"હે પ્રભુ! મારા પર દયા કર! દયા કર!" વળી પાછું હરે ગોવિંદ! હરે ગોવિંદનું રટણ મનમાં કરવા લાગ્યો.

"જુઓ તમે–" મેં ફરીથી તેની જોડે બોલવાનું શરૂ કર્યું. તે ઓરડીની વચમાં ઉભી હતી. તેનાં કપડાં-માંથી પાણી ટપકતું હતું. તે મારા સામું જોઇ રહી હતી. મેં બોલવા માંડ્યું એટલે તેની આંખોમાં તેજ ચમક્યું. તે બોલી:

"તમારી શાંતિનો ભંગ કરવા માટે મને ક્ષમા. પણ તમે જોઇ શકો છો કે હું કેવી કફોડી સ્થિતમાં આવી પડી છું! એવું બન્યું કે અમે બધાં શહેરમાંથી ગાડીમાં ફરવા નીકળ્યાં. મેં એવી શરત મારી કે ગામથી હું પગપાળી શહેરમાં પાછી આવી મળીશ. પણ કમનસીબે રસ્તામાં જ ભૂલી પડી. હવે તમે સમજ્યા હશો કે હું અહીં કેમ આવી ચડી છું.',

તેના શબ્દોમાં ગંભીરતા કે ચિન્તા ન હતી; કાંઇક રમતિયાળપણું ને મજાક હતાં. મને તેની વાત બના-વટી લાગી. પણ તેનો વધારે વિચાર કરી શા માટે હું મારા ચિત્તની શાંતિનો ભંગ કરૂં?

"ઠીક, ઠીક," મેં નીચે જોઇ તેને ઉત્તર આપ્યો.

હું અંદરની ગુફામાં જાઉં છું. તમે આ ખુલ્લી જગામાં આરામ લઈ લ્યો.

મેં મૂર્તિ આગળથી બળતો દીવો લીધો, નમન કર્યું, ને મારી સામેની નાની ઓરડીમાં ચાલ્યો ગયો.

"જી મહારાજ, જી મહારાજ, મારે આપને બોલાવવા હોય તો શું કહી બોલાવવા?"

"તમારે શું જોઇએ છે?" મેં ધીરો જવાબ આપ્યો.

"હું બહુ દિલગીર છું કે મારે આપની શાંતિનો ભંગ કરવો પડે છે પણ ચાલે એમ નથી. હું માંદી પડી ગઇ હોત—અને હજી પણ કાંઇ કહેવાય નહિ. હું તદ્દન ભીંજી ગઇ છું. મારા પગ જાણે હિમજળ જેવા ઠંડા થઇ ગયા છે."

"મને માફ કરો. હું તમને કશી પણ મદદ નહિ કરી શકું." મેં શાન્ત જવાબ આપ્યો.

"જો મારાથી બની શક્યું હોત તો અહીં આવત જ શા માટે? હું અહીં તો ફક્ત પરોઢ સુધી જ રહેવાની છું."

મેં જવાબ ન આપ્યો. ગીતાજીની પોથી ઉઘાડી વાંચવું શરૂ કર્યું.

ત્યારે આપ અહિં તો નહિ જ આવો ને? મારે મારાં અંગ ખુલ્લાં કરવાં પડશે."

મેં કાંઇ પણ જવાબ ન વાળ્યો. મારૂં ધ્યાન વાંચવામાં રોકવા લાગ્યો. વચમાં વચેમાં અવાજ આવતો હતો. તે કાંઇક વાક્યો બોલતી હોય તેમ લાગતું હતું. મારૂં ચિત્ત પણ કાંઇક ખળભળવા લાગ્યું.

“ મને જરૂર આવો માણસ ગમે,—તેમની આંખો કેવી સાદી ને તેજસ્વી છે!—તેમનો ચ્હેરો કેવો ભવ્ય છે?—પ્રેમાળ પણ ભલેને એ કથાજ કર્યા કરતા હોય, -તે બારીમાંથી જોતા હતા ત્યારથી તેમની આંખોમાં હું તો તેમનો આત્મા ઓળખી ગઇ છું–અહો! તેમની આંખોનું કામણ! અરે! તેજ ક્ષણથી તે મને ચાહે છે–ભલેને તે મોઢેથી ન બોલે–ભલેને તે મને ભૂલી જવાનો ડોળ કરે–હું જાણું છું–હું જાણું છું!!” આવા અનેક ધ્વનિ મારા કાને અથડાવા લાગ્યા, ને ચિત્તને ભમાવવા લાગ્યા. વળી પાછો અવાજ આવ્યોઃ

“ અરે! આ જગા તો એક વેરાન જેવી છે. કોઇને અહીં કશી ખબર પણ ન પડે કે–” “ એ તો થયા! શું મારે અહીં આખી રાત આમ બેસી રહેવું? છટ છટ! એમ બને જ કેમ! હું તેમને બોલાવું?”

“ ઓ મહારાજજી! ઓ મહારાજજી!”

મારૂં હૃદય ધડકતું હતું. લોહી નસોમાં ઉછળી રહ્યું હતું. હું મારી જાત ઉપર ક્રોધે ભરાયો. વળી નીચેના શબ્દો કાને આવ્યાઃ

"આનું નામ જ ક્રૂરતા! જો મારે તમારી જરૂર ન હોત તો હું તમને બોલાવત જ નહિ. હું માંદી છું. મને શું થયું છે તેની સમજણ મને પોતાને જ પડતી નથી! અરેરેરેરેરે!!! આવો, આવો, મને બચાવો! અરરરરર! મને શું થાય છે?—હું મુંજાઉં છું! હા...ય—હા...ય—અરરરર!"

આ બધો વખત હું મારી ઓરડીના બારણા આગળ ઉભો ઉભો પ્રભુ સ્મરણ કરતો હતો. મારી પ્રાર્થના પૂરી થઇ હતી.

મને કહેવા દો કે મેં બધું જ સાંભળ્યું હતુંઃ તેણે તેની રેશમી સાડી ખંખેરેલી તેનો ધ્વનિ મેં સાંભળ્યો હતોઃ તે ખુલ્લે પગે ઝાંપા આગળ પગથીએ ચઢેલી તે મેં જોયું હતુંઃ તે તેના હાથ પગ ઘસતી હતી તેનો અવાજ મારે કાને પડ્યો હતોઃ અને તેથી મને બરાબર યાદ છે કે પ્રાર્થના કાળે મારૂં ચિત્ત વિક્ષુબ્ધ થતું હતું. મને લાગતું હતું કે મારા જેવાને પડતાં કેટલી વાર? મને મારા હૃદયની ખાતરી નહતી. એટલા માટે તો હું વારે વારે પ્રાર્થના ચાલુ કરતો હતો.

આમ મારી સ્થિતિ કોઇ કાલ્પનિક વાર્તાના વીર-નાયક જેવી હતી: કે જેણે પાછા ફર્યા વિના આગળ ને આગળ ચાલ્યાં જ જવું જોઇએ. હવે તો એવી પળ આવી પહોંચી, જ્યારે મને લાગ્યું કે ભય છેક માથા પર મારી આગળ પાછળ ઝઝૂમી રહ્યો છે. જો બચવાનો કોઇ પણ ઇલાજ હોય તો તે એ હતો કે મારે એક ક્ષણ પણ આસપાસ ન જોવું. પણ તાજુબી! મને તે સ્ત્રીને જોવાની એકાએક વૃત્તિ થઇ આવી. તેજ પળે તે પણ બૂમ પાડી બોલી ઉઠી:

"આ તો ભયંકર! હું મરી જવાની."

"આ...! હું આવું છું." પણ તેજ પળે એક સાધુના જીવનચરિત્રનો એક પ્રસંગ મને યાદ આવ્યો. તે સાધુ પણ કાંઇક આવી સ્થિતિમાં મૂકાએલો ત્યારે તેણે તેનો એક હાથ વેસ્યાના સ્તન પર તો બીજો હાથ અંગારા પર મૂકેલો. મને વિચાર આવ્યો કે મારે પણ કાંઇક એવું કરી તેની આગળ જવું.

પણ, મારી ઓરડીમાં સળગતા અંગારા ન હતા. મેં આમતેમ જોયું. બત્તી સળગતી હતી. મેં મારી એક આંગળી જ્યોત પર ધરી. શરૂઆતમાં તો મને કાંઇ પણ અસર ન થઇ. પણ કેટલું બળ્યો હોઇશ, એમ મનમાં થતાંની સાથે હું એકાએક ચમકી ઉઠયો.

મારો ચ્હેરો ફીલો થઈ ગયો. મેં હાથ પાછો ખેંચી લીધો, ને હવામાં આમનેમ વીંજવા લાગ્યો.

"નહિ, નહિ, એ મારાથી નહિ બને!"

"પ્રભુની ખાતર આવો-માલેકની ખાતર આવો. હું મરી જાઉં છું—આ...હ, હું મરી-મરી જાઉં છું."

"શું ત્યારે મારે પડવું? નહિ! નહિ!" મેં મન સાથે ગાંઠ વાળી. 'હું આવું છું-હમણાં જ આવું છું." એમ કહી મેં બારણું ઉઘાડ્યું. તેની સામે જોયા વિના હું ફરસી મૂકવાની જગાએ ગયો. મેં એક લાકડાનું ઢીંમચું ખોળી કાઢ્યું. ભીંતેથી ફરસી લીધી.

"હમણાં-તરતજ આવ્યો:" કહી મેં ફરસીને મારા જમણા હાથમાં લીધી; વચલી આંગળીને ઢીમચા પર મૂકી; ફરસી વડે તેને ટચકાવી દીધી! કપાઇ ગએલી આંગળીનો ટુકડો લાકડાના છેડા પરથી ભોંય પર પડ્યો. દર્દની પીડા થાય તે પહેલાં તો ટચકાનો અવાજ મેં સાંભળ્યો ને અસહ્ય વેદના સાથે લોહી ધડધડ વહેવા માંડયું. મેં અલફીના છેડા વડે મારી કપાએલી આંગળીને પકડી રાખી; પાછળથી દાબવા લાગ્યો; ને પાછો ફરી તે સ્ત્રીની આગળ જઇ ઉભો.

"તમારે શું જોઇએ છે?" મેં નરમ અવાજથી પૂછ્યું.

તેણે મારા ફિક્કા ચહેરા તરફ જોયું ને તે ભોંઠી પડી ગઇ. તે એકદમ ઉભા થઇ ગઇ. તેણે તેની ખુલ્લા છાતી શાલવડે ઢાંકી દીધી.

"મને દર્દ થતું હતું—મને શરદી થઇ આવી છે–મહારાજ જી! મહારાજ, મને- –"

મારી આંખોમાં આનંદનું તેજ ચમકતું હતું. મેં કહ્યું:

"વ્હાલી બ્હેન! આ અમૂલ્ય જીંદગી બરબાદ કરવાનું તેં કેમ પસંદ કર્યું છે? દુનિયાનાં પ્રલોભનોનો પાર નથી, પણ તે પ્રલોભનોને ઉત્તેજન આપનારને ધિક્કાર છે. પ્રભુ પાસે માગ કે તે આપણ બન્નેને માફ કરે."

તે મૂંગે મોંયે સાંભળી રહી હતીઃ મારી સ્હામે જોઇ રહી હતી. પણ એટલામાં મારી આંગળીમાંથી ઝરતાં લોહીનાં ટીપાંનો અવાજ સાંભળી તે આમતેમ જોવા લાગી. તેણે જોયું કે મારી અલફીમાં થઇ મારા હાથમાંથી લોહી ટપકતું હતું.

"આપે આપના હાથે આ શું કર્યું છે?".

તે દોડી. દીવો લઇ આવી જોવા લાગી. ત્યાં થોડે છેટે આંગળીનો ટુકડો પડેલો તેણે જોયો. તેનું મોં સાફ લેવાઇ ગયું. તે બોલવાનું કરતી હતી એટલામાં હું મારી અંદરની ઓરડીમાં જતો રહ્યો. બારણું બંધ કર્યું

તેણે કહ્યું; "મને માફ કરો! માફ કરો! મારા પાપનો બદલો હું શી રીતે આપી શકું?"

"જાઓ-જતાં રહો."

"મને આપના ઘા ઉપર પાટો બાંધવા નહિ દો."

"અહીંથી જાઓ-જાઓ."

"જી મહારાજ, મને ક્ષમા નહિ આપો?"

"જાઓ, ઇશ્વર ક્ષમા આપશે."

"જી મહારાજ, હુ મારી જીંદગી સુધારીશ. મને ભૂલી જશો નહિ."

"જાઓ."

"મને ક્ષમા આપો-આશીર્વાદ આપો, જેથી મારૂં ભલું થાય."

"પ્રભુના નામથી હું તે આપું છું. જાઓ."

તે રડતી રડતી બહાર નીકળી. પછીથી મને ખુશ ખબર મળેલી કે એક વર્ષ પછી તો તે બાઇ મઠમાં દાખલ થઇ હતી ને ત્યાં સંયમયુક્ત જીવન ગાળતી હતી.



## ૭

# પ્રભાવ.



આ કુટીમાં હું બીજાં સાત વર્ષ રહ્યો. મારે માટે લોકો ચાહ, ખાંડ, દૂધ, કપડાં, લાકડાં એમ અનેક વસ્તુઓ લાવતા. શરૂઆતમાં તો હું તેમાંથી લેતો. પણ જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ મને લાગવા માંડયું કે મારે હજી તપની જરૂર છે. આવશ્યક વસ્તુ વગર મારે કોઇ પણ વિશેષ ચીજનો ઉપયોગ ન જ કરવો. અઠવાડિયામાં એક વખત ભાખરી ખાવા મળે તેથી મારે કેમ ન ચલાવવું જોઇએ?

હું ઘણોખરો વખત ચિન્તવનમાં ગાળવા લાગ્યો. સત્સમાગમ કરવા આવતા લોકોની જોડે વાતચીત કરવામાં પણ કેટલોક સમય જતો. પણ હું જોઇ શક્યો કે દિનપ્રતિદિન સત્સંગીઓની સંખ્યામાં વધારો થતો જતો હતો.

દેવળમાં પણ હું વર્ષના ખાસ મહોત્સવો વેળાએ જ જતો ને ભાગ લેતો. જરૂર પડયે જળ ને બળતણ માટે બહાર નીકળતો એ માફ.

મેં આગળ લખ્યું છે તેમ પેલી સ્ત્રીના આધ્યાત્મિક જીવનમાં અજબ ફેરફાર થયો ને તે સાધ્વી બની, એ બનાવે મારી કીર્તિને ચારે બાજુએ ફેલાવી દીધી. હતી. પરિણામ એ આવ્યું કે ભકતમંડળી ઉપરાંત કેટલાક સાધુઓ પણ આવીને મારા સાંનિધ્યમાં રહેવા લાગ્યા. કીર્તિમાં અતિશયોક્તિ સ્વાભાવિક હોય છે. મારે વિશે પણ એમ જ થયું મારા કામોની અતિશયોક્તિ થવા લાગી. લોકો દૂરદૂરથી આવવા લાગ્યા. સાથે દર્દીઓને પણ લાવતા ને એવી શ્રદ્ધાથી કે તેઓનું દર્દ મારાથી નાબુદ થઇ જશે.

કુટીમાં આવ્યાને આઠ વર્ષ થયાં હશે. એવામાં એક સ્ત્રી તેના ચૌદ વર્ષના બાલકને મારી કને લાવી, ને મને આજીજી કરવા લાગી કે "આપ મારા છોકરાના માથા ઉપર આપનો પવિત્ર હાથ મૂકો ને આશાર્વાદ દો. અદ્યાપિ મારા મનમાં એવા ભાવ જ નહોતો આવ્યો કે દર્દીને હું સાજો કરી શકું. આવો વિચાર જ મારા મનથી તો પાપરૂપ હતો. કારણ તેમાં એક રીતે ગર્વ છુપાએલો હોય છે.

પણ ને છોકરાની માતા એકની બે ન જ થઇ. ઘુંટણીએ પડી તે મને વિનવવા લાગી, "બીજા લોકોને આપ સાજા કરો છો તો મારા છોકરાને શા વાસ્તે

ના પાડો છો ?" એમ કહી ને રોદન કરવા લાગી, ને કશું નહિ તો પ્રભુના નામથી પણ તેના માથે હાથ મૂકવા કહેવા લાગી.

મેં કહ્યું, "બેટા, એકલો પ્રભુ જ આપણાં દુઃખો મટાડી શકે છે " પણ, આ વચનથી તેને સંતોષ મળે એમ નહતું. તે તો મારોજ આશીર્વાદ માગતી હતી.

મેં ના પાડી. મારી કુટીમાં જતો રહ્યો. બીજે દિવસે ટાઢી ખુબ જ હતી. મારે જળ જોઇતું હતું. આવી સખ્ત ઠંડીમાં જળ માટે હું બહાર નીકળું છું. ત્યાં તો રસ્તામાં મેં તેજ સ્ત્રી ને તે જ બાળકને જોયો.

તેમને જોતાં જ પહેલાંના કરતાં મને જુદી જ પ્રેરણા થઇ આવી. હું પ્રાર્થના કરવા લાગ્યો. હું કરૂં છું એવો અભિમાન રાખ્યા વિના હું તે સ્ત્રીની માગણી પૂરી પાડું તો તેમાં શો બાધ? તેની પોતાની જ શ્રદ્ધા એટલી પ્રબળ છે કે તેના બળે જ તે તેના પુત્રને જીવાડી શકે એમ છે. હું તેના મસ્તક ઉપર મારો હાથ મૂકીશ તો તે પણ પ્રભુના નામથી જ મૂકીશ. હું તો શું કરી શકું એમ છું? હું તો તે મહાન પરમેશ્વરનું એક ક્ષુદ્ર સાધન માત્ર છું.

હું તે બાઈ તરફ વળ્યો. મેં તેના પુત્રના માથે હાથ મૂક્યો ને પ્રાથના કરી.

મા દીકરો ગયાં. મહિનામાં છોકરો સારો થયો. આ બનાવ એક પવિત્ર ચમત્કાર તરીકે ગણાવા લાગ્યો ને તેની કીર્તિ દૂર દૂર ફેલાવા લાગી. ત્યાર કેડે તો એવું એકે અઠવાડિયું નહિ ગયું હોય, જ્યારે માંદા માણસો નહિ આવ્યા હોય.

પ્રશ્ન એ થઇ પડયો કે થોડાની માગણીને સંતોષ્યા પછી બીજાઓને હું શી રીતે ના ાડી શકું? મેં બધાંને મટાડવાનું કામ હાથ લીધું. ઘણાક સારા થયા હશે. ને મારી કીર્તિ ચોદિશ વધવા લાગી.

આમ મઠ ને કુટીમાં લાંબો કાળ વાસ કરી હું હવે વૃદ્ધ દેખાવા લાગ્યો હો. મારી દાઢી ને માથાના વાળ ઝીણાને સફેદ થયા હતા.



## ૮

# ચમત્કારી જીવન
યાને
# અનાત્મ દૃષ્ટિ.



આમ મારી સાધુતા મારી અનિચ્છા છતાં ફેલાવા લાગી. હવે મારા હૃદયમાં એક જ વિચાર મને કોતરી ખાતો હતો. મઠનો મહંત ને બીજા સાધુઓ મારી આસપાસ જે નવી દુનિયા રચી રહ્યા હતા તે વાજબી છે? ને જો તે વાજબી ન હોય તો તેને ચલાવા દેવી તથા તેમાં ભાગ લેવો એ શું પાપ નથી?

આ જાળ પેલા છોકરાને સાજો કર્યા પછીજ પથરાવા લાગી હતી. ત્યારથી મને એમજ લાગ્યાં કરતું કે હું દિનપ્રતિદિન નીચે ને નીચે સરતો જાઉં છું. મને લાગતું હતું કે, મારૂં જીવન જાણે સૃષ્ટિમાં વહી રહ્યું છે હવે હું આત્મસૃષ્ટિમાંથી ચ્યુત થઇ બહારની દુનિયાનો પ્રાકૃત માણસ થતો જતો હતો.

હું જોઇ શકયો કે, મારો ઉપયોગ મુલાકતિયાઓ તેમજ મઠને આશ્રયદાતા ધનવાનોને આકર્ષવામાં જ થઇ

રહ્યો હતો. મારે હવે કાંઇ જ કરવાપણું રહ્યું નહતું. જોઇતી તમામ વસ્તુ મને વગર માગે મળી જતી. બદલામાં મુલાકાતિયા મારો આશીર્વાદ લેવા આવે તેમને મારે ના ન પાડવી એટલું જ મારે કરવાનું હતું. કોણ કોણ કયે કયે દિવસે આવનાર છે તેના દિવસો અગાઉથી નક્કી થવા લાગ્યા. આવનાર માણસોના સત્કાર માટે એક અલાયદા મકાનની ગોઠવણ પણ થઈ. વળી સ્ત્રીઓનું ટોળું મારી ઉપર ધસી ન પડે તે માટે જે જગાએથી હું આશીર્વાદ આપતો તેની આગળ એક લોઢાનો કઠેરો પણ તૈયાર કરાવવામાં આવ્યો,

મને માણસો કહેવા લાગ્યા કે "મારાવડે અસંખ્ય માણસોનું કલ્યાણ થાય છે અને જો હું ઈશ્વરનો પ્રેમ મેળવવાનો દાવો કરતો હોઉં તો તો મારે જનતાથી અલગ થવું તેમાં એક જાતની ક્રૂરતા છે." આવો મત ઉચ્ચારાતાં હું સંમતિ પણ બતાવતો.

જેમ જેમ હું આ બાહ્ય જીવનમાં વધારે ને વધારે ભળતો ગયો, તેમ તેમ મને મારૂં આન્તર જીવન બદલાતું લાગ્યું. મારા આત્મામાં વહેતો ચેતન ઝરો સુકાવા માંડયો. જે જે કાંઇ હું કરતો તે પ્રભુપ્રીત્યર્થે ઓછું, પણ માણસો માટે વધારે હતું. કોઇને સલાહ આપતો તો કોઇને આશીર્વાદ આપતો. કોઇ દર્દી માટે

પ્રાર્થના કરતો તો કોઇને જીવનના નિયમો સમજાવતો. આ બધું કરતાં મારો પારાવાર ઉપકાર માનાવા લાગ્યા અને તેથી મને કોઇ અમુલ્ય આનંદ થતો. મારા કામનું શું ભવ્ય પરિણામ આવ્યું હતું ને તેની અસર કેટલી ઉંડી થઇ હતી, તે મારી નજર બહાર રહે તેમ નહતું. પણ એજ મારૂં દુઃખ હતું. જેમ જેમ હું તે ઉપર વધારે વિચાર કરતો, તેમ તેમ મને સ્પષ્ટ દેખાતું કે પૂર્વે મારા આત્મામાં સત્યનો જે દીવો પ્રગટ્યા હતો તેનું તેજ છેક ઝાંખું થતું હતું, ને હવે તે હોલવાઇ જવાની અણી પર હતો.

સેવા કરવાના નામ નીચે હું મારા હાથ કેવા લાંબા પહોળા પાથરી રહ્યો છું—તેમાં હું માણસ માટે કેટલું કરૂં છું ને ઇશ્વર માટે કેટલું કરૂં છું, એજ પ્રશ્ન હતો તેનો જવાબ મારા આત્માને થર-થરાવી રહ્યો હતો. આનો જવાબ શો છે તેની મને ખબર નહતી એમ નહતું. પણ તે પ્રગટપણે કહેવાની મારી હીંમત જ ચાલતી નહતી. હૃદયના ઉંડાણમાંથી આત્મા મને કહી રહ્યો હતો કે 'કોઇ દૈત્યે મારી બધીજ બાજી ઉંધી વાળી દીધી છે.' અત્યાર સુધીમાં જે સેવા બનેલી તે માત્ર ઇશ્વર પ્રીત્યર્થે બનેલી હતી, પરંતુ હવે તે બધું ફરી જઇ, કેવળ દુનિયાદારી માટે જ થતું હોય, એમ મને ચોકખું લાગતું હતું.

પહેલાં મને એકાંત છોડતાં અત્યંત દુઃખ થતું, હવે તો એકાંત વાસ જ કડણ લાગતો. એ વાત ખરી કે મને મુલાકાતિયાઓનો કંટાળો ઘણી વાર આવી જતો. પણ મારા અંતરને પૂછો તો તે કહી દે કે, મને તેમની હાજરીથી સારૂં લાગતુ, ને તેઓ મારાં જે વખાણ કરતા તેમાં મને ઓર લીઝઝત પડતી.

એવો પણ વખત આવી પહોંચ્યો, જ્યારે મેં નિશ્ચય કર્યો કે ક તો મારે જતા રહેવું કે ગુપ્તપણે રહેવું. આ વાસ્તે મેં એક યોજના પણ ઘડી રાખી. મેં એક ખેડુતનાં કપડાં મંગાવી મારી ઓરડીમાં રાખી મૂકયાં. તે બાબત પૂછપરછ થતાં મેં કહ્યું કે મારે તે ગરીબ માણસને આપી દેવાનાં છે. બહાર નીકળી ગયા પછી મારે કેવી રીતે જીંદગી પસાર કરવી તેનો પણ મેં વિચાર ગોઠવી રાખ્યો. ગામડાના લોકોમાંથી ધર્મ ભાવના છેક જતી રહી નહતી. ને લોકો ભિક્ષુકને રોટલાનો ટુકડો આપશે એટલું જ નહિ પણ જરૂર પડયે રાતવાસો પણ કરવા દે એવા તેઓ ભલા છે એમ હું જાણતો હતો. એક રાત્રે તો મેં એ કપડાં પહેર્યા ને નીકળવાની તૈયારીમાં હતો. પણ મારૂં શંકાશીલ હૃદય હજી ઝોલાં ખાતું હતું, તે સારૂં શું ને ખોટું શું તેનો આખરનો નિર્ણય હજી પણ કરી શકયું નહતું. આવી અનિશ્ચિતતામાં મેં તે વખત માટે

તો વિચાર મુલતવી રાખ્યો. આસુરી સંપત્તિની મઝામાં પણ રસ પડયા પછી તે કેટલાઓને છોડવી ગમે છે?

મેં મારી જાતને ચાલુ પ્રવાહમાં વહેવા દીધી. ખાદીનાં કપડાં એ કેવળ મારા વિચારો ને લાગણીઓનાં સ્મારક નીવડયાં.

હમેશ મુજબ લોકનાં ટોળાં વધવા લાગ્યાં: પ્રાર્થનાઓ ઓછીને ઓછી થતી ગઇ અને આધ્યાત્મિક ખોરાક છેક બંધ થવા આવ્યો. પૂર્વનું આધ્યાત્મિક જીવન એક ભૂતકાળના બનાવ જેવું થઇ ગયું. તેનાં ઐતિહાસિક સ્મરણો યાદ કરી હું રાચતો. ચેતનની નાની વીરડી જે અગાઉ વહેતી હતી તેનું પાણી બહારથી આવનાર ટોળાએ ડહોળી નાખ્યું, નવું વહેણ બંધ થયું ને જુનું સુકાઇ હવે કેવળ કાદવ થઇ ગયો હતો. મારૂં મન હવે છેક થાકી ગયું હતું ને મને તેની દયા આવતી હતી.



## ૯

# આધ્યાત્મિક–પતન.

---

તે વસંતોત્સવનો દિવસ હતો. ગુફાવાળા મારા દેરામાં હું તે ઉજવી રહ્યો હતો. વીસેક માણસો અંદર બેઠા હશે. તેઓ બધા ધનવાન વેપારી કે એવા બીજા કોઇ હતા. મારી કુટીમાં ગમે તેને આવવાની છૂટ હતી પણ મારી તહેનાતમાં કામ કરનાર સાધુઓ માણસોને ચુંટી ચુંટી અંદર આવવા દેતા. આસરે ૮૦ સ્ત્રીઓનું ટોળું મારા આશીર્વાદ લેવા બહાર ઉભું હતું.

આ દિવસનો પ્રસંગ મને બરાબર યાદ છે. પ્રાર્થના ચાલતી હતી તે વેળા તેમાં અમુક પ્રસંગનું વર્ણન આવતાં મારી આત્મહીનતા જોઇ મને એટલું બધું લાગી આવ્યું કે જો એક વેપારી સેવક પાસે ન હોત તો હું તમરી ખાઇ નીચે પડી ગયો હોત. "હાં, હાં, શું થયું, જી મહારાજ ?!" એમ કહી એક સ્ત્રીએ બૂમ પાડી. "જુઓ તો ખરા. તે છેક ફીક્કા ધોળી પૂણી જેવા થઇ ગયા છે."

મારી સહાયે આવનારની મદદ ન સ્વીકારતાં મેં પ્રાર્થના કરવી ચાલુ રાખી, લોકો અંદર અંદર બોલવા

લાગ્યાં: " સાધુ તે આનું નામ. સાધુ હોય તો આવા જ હોજો."

પ્રાર્થના પૂરી થઈ. લોકોની ઠઠ પુષ્કળ જામી હતી. ગીર્દી વધી હતી. મેં આશીર્વચન પણ ઉચ્ચાર્યાં. [illegible] [illegible] હોવાથી ગુફાની બહાર ઝાડ નીચે બાંકડા પર આવી બેઠા. મારે થોડો આરામ ને તાજી હવા જોઈતાં હતાં. અહીં પણ લોકોનું ટોળું ધસતું ધસતું આવ્યું. આમાં ઘણી તો યાત્રાળુ સ્ત્રીઓ હતી. તેઓ યાત્રાએ જતી હતી. તે દરેક પવિત્ર સ્થળે જતી ને દરેક સાધુનો આશીર્વાદ મેળવી જાણે સ્વર્ગીય સુખ મળ્યું હોય એમ તે માનતી.

મને આવાં તદ્દન સાધારણ, શુષ્ક હૃદયવાળાં, અધાર્મિક, ને બુઠ્ઠી લાગણીનાં માણસોનો પરિચય થતો હતો. જેમાંના કેટલાક પુરુષો તો એવા કે જેઓ આવી રીતે યાત્રાનાં સ્થળોએ ભટકી ભટકી ભીખ માગીને માત્ર પેટ ભરનારાજ હોય. તો કેટલાંક બહુત સ્ત્રી પુરુષો જેમને કાંઈને કાંઈ સ્વાર્થ હોય: કોઈને છોકરા છોકરીને પરણાવવાં હોય, બીજાને વળી મકાન બાંધવું હોય, તો વળી ત્રીજાને જમીન ખરીદવી હોય, તો કોઈને છોકરાં જોઈતાં હોય; આમ અનેક ઇચ્છાથી લોકો આવાં ટોળાંમાં આવતા.

આવી હમેશની એકની એક જ વાર્તામાં મને શાનો રસ પડે? તેમના આવવાથી કે તેમની મુલાકાતથી મારામાં ધાર્મિક ભાવ ભાગ્યે જ જાગૃત થતા. પણ એટલું ખરૂં કે તે બધા મારા આશીર્વાદના ભૂખ્યા હતા ને મને પૂજ્ય ગણતા.

એક સાધુ આ લોકોને વીખેરી મૂકવા લાગ્યો. પણ મને એ દૃશ્ય ન ગમ્યું. મેં તેમને માર મારીને હઠાવી મૂકવાની મનાઇ કરી. હું ઉઠયો—કઠેરા પાસે ગયો ને આશીર્વાદ આપવા લાગ્યો. પણ મને જે જે સવાલો પૂછવામાં આવતા તેના જવાબો એટલા તો ધીમા નીકળતા કે તે ભાગ્યે જ કોઇથી સાંભળી શકાય.

આમ મારી ઇચ્છા છતાં હું તેમનો સત્કાર ન જ કરી શકયો. મારી આંખો આગળ વળી અંધારાં આવવા લાગ્યાં. હું બ્હેબાકળો બની ગયો ને મેં કઠેરો જોરથી પકડી રાખ્યો. લોહી મારા મસ્તકપર ચઢી આવ્યું. મે કહ્યું:-

"બીજાઓનું કામ કાલ ઉપર રાખો. મારાથી આજે નહિ જ બને." સામાન્ય આશીર્વાદ આપી હું પાછો ફર્યો.

એક વેપારીએ મને પકડી રાખ્યો. મને નીચે બેસાડયો. ટોળામાંથી અવાજો આવવા લાગ્યા "મહારાજજી,

અમને ભૂલી ન જશો! આપ વિના અમે ભૂલાં પડયાં છીએ."

મને ઝાડ નીચે બાંકડા પર બેસાડી તે વેપારી ટોળાને જોસભેર વિખેરવા લાગ્યો. હું ન સાંભળી શકું તેવી રીતે તે ધીરે ધીરે બોલતો હતો, છતાં તે ગુસ્સામાં જોરથી ને ભારપૂર્વક બોલતો હતો તે તો નક્કીજ હતું. "જતા રહો! જતા રહો! તમને આશીર્વાદ તો આપ્યા! હવે તમે શું માગો છો? ચાલ્યા જાઓ, નહિ તો તમને પણ એમ લાગશે. આઘી જા! ઓ ડોશી, તારાં ગંદાં કપડાં–ચીંથરાં તો જો! ચાલી જા! તું જાય છે કયાં? મેં તને એક વાર કહ્યું કે બધું ખલાસ થઇ ગયું! હવે કાલે, આજે નહિ!"

"બાપજી! હું તો તેમનાં ફક્ત દર્શન કરવા જ માગું છું." તે ડોશીએ કહ્યું

"તારી આંખો ફોડી નાંખ, તારી આંખો!"

મેં જોયું કે તે વેપારી વિખેરી નાંખવાનો ધંધો જરા સખ્તાઇથી કરતો હતો. મેં તરતજ કહેવરાવ્યું કે ટોળાને કાઢી મૂકવાની જરૂર નથી. મને ખાતરી હતી કે ટોળું એની મેળે વિખરાઈ જશે. ના કહેવરાવવામાં મારો હેતુ રસાકસી ને જરા નરમ કરવાનો હતો.

"નહિ, મહારાજ! હું કાંઇ તેમને કાઢી મૂકતો નથી. હું તો તેમને ફક્ત કહું છું કે તમે જતા રહો. લોકો એવા છે કે માણસનો જીવ લે. તેમને જરા પણ દયા નથી. તેઓ તો તેમનો જ વિચાર કરવાના. "જાઓ! હવે ઘણું થયું. કાલે–કાલે–" કહી તેણે સૌને હાંકી કાઢયા.

વેપારીને આ તકલીફ લેવાનું કારણ એ હતું કે તેને હુકમનો અમલ ગમતો; લોકોને ગાળો દેઈ તે હાંકી કાઢવામાં એને ગંમત પડતી. વળી તેમાં એક બીજી વાત પણ હતી. તેને મારી જરૂર હતી. તે વિધુર હતો ને તેને એકની એક દીકરી હતી. તે કુંવારી હતી ને માંદી રહ્યા કરતી હતી. તે ચાદસ માઇલ છેટેથી તેની દીકરીને સાજી કરાવવા લાગ્યો હતો. છેલ્લાં બે વર્ષ દરમ્યાન દવા કરાવવા તે ઘણે ઘણે ઠેકાણે લઇ ગએલો ને પુષ્કળ પૈસા ખર્ચેલા. છેવટે તે મારી પાસે આવ્યો હતો. ટોળું જતું રહ્યું એટલે કશું પણ વધારે બોલ્યા વિના તે ઘુંટણીએ પડયો ને ઉંચા સ્વરે કહેવા લાગ્યો:–

"મહારાજજી! મારી દુઃખી છોકરીને આશીર્વાદ આપો ને તેનું દુઃખ મટાડો. હું આપને પગે પડું છું." અને તે દંડવત્ પ્રણામ કરતો ભોંય ઉપર લાંબો થઇ

પડ્યો. આવી રીતે વર્તવાનો જાણે એક જાતનો કાયદો-જ હોય તેવી સમજથી તે વર્તવા લાગ્યો; ને ક્ષણભર મારા મન પર પણ તેની અસર થઇ. મેં તેને હાથ પકડી ઉઠાડ્યો ને તેની હકીકત પૂછી. તેણે તેની છોકરી કેટલી ઉંમરની થઈ ગઇ હતી–એ વર્ષથી કેવી રીતે પીડાતી હતી, અને તેની માતાના મૃત્યુ વેળા હાયકારાથી તે કેવી અવાચક થઇ ગઇ હતી, તે તમામ બીના મને કહી. વળી વધારામાં તેણે જણાવ્યું કે તે છોકરી સૂર્યનો પ્રકાશ સહન ન થવાથી દિવસે તો બહારજ નીકળી શકતી નથી. ફક્ત સંધ્યાકાળ પછી જ બહાર નીકળી શકે છે.

"તે ઘણી નિર્બળ છે?" મેં પૂછ્યું.

"ના, ના, એમ તો તેનામાં કાંઇ ખાસ નબળાઇ નથી. કાંઇક જાડી છે. પણ ડૉકટર કહે છે કે તેના જ્ઞાનતંતુઓ નબળા પડી ગયા છે. જો આપની આજ્ઞા હોય તો હું થોડી જ મિનિટમાં તેને લઇ આવું. મારા નિરાશ હૃદયમાં નવચેતન રેડવું આપના હાથમાં છે. પ્રભુ! પ્રાર્થનાઓ વડે મારા દુઃખી બચ્ચાને ઉગારો!" વેપારી વળી પાછો ઘુંટણીએ પડ્યો, મેં વળી પાછો તેને ઉઠાડ્યો. મને આ કામનો હવે કંટાળો આવ્યો હતો, છતાં હું ધીરજથી બધું સહન કરતો હતો. મેં

નીસાસો નાખ્યો. "સારૂ, રાત્રે લાવજો. હું તેને માટે પ્રાર્થના કરીશ. હમણાં તો હું અતિશય થાકી ગયો છું;" કહીને મેં મારી આંખો મીંચી. "હું તમને બોલાવા મોકલીશ."

તે વેપારી જતો રહ્યો. મારો આખો દિવસ પૂજામાં ને મુલાકાતોમાં ગયો. સવારમાં એક મોટા હોદ્દાનો અમલદાર લાંબી વાતચીત માટે આવેલો. પછી એક સ્ત્રી એક છોકરાને લઇ આવેલી. છોકરો પ્રોફેસર હતો, નાસ્તિક હતો. તેની મા શ્રદ્ધાળુ ને ધાર્મિક વલણની હતી. તે તેના છોકરાને એટલા માટે લાવેલી કે મારી જોડે ધર્મની બાબતમાં ચર્ચા કરી શકે. તે માણસને વાતચીતમાં ઉતરવાની બિલકુલ ઇચ્છા ન હતી તે સ્પષ્ટ જણાતું હતું. હું જે કાંઇ કહેતો તેની તે 'હાજી હા' કરતો. જાણે કે એક ઓછી અક્કલવાળા માણસ જોડે તેને વાતચીતમાં ઉતરવું તે હીણપત લગાડનારૂં હોયને! તે નિદાન નાસ્તિક હતો, છતાં તેનું હૃદય શુદ્ધ ને શાન્ત હતું. ટુંકમાં મુલાકાતનું પરિણામ કાંઇ સુંદર નહતું.

એટલામાં મારા શિષ્યે મને પૂછયું, "પ્રભો! કાંઇ ખાવાનું લાવું?"

"હા-હા-કાંઇ લાવો."

ગુફાથી દશ કદમ દૂર એક નાનું ઝુંપડું બાંધેલું ત્યાં તે ગયો. હું એકલો હતો.

મારૂં ભોજન હું મારે હાથે જ બનાવતો, એ વખતને વહી ગયાને તો લાંબો કાળ વીતી ગયો હતો. મારી તબીયત માટે મારે બેદરકાર ન બનવું તેવી ચેતવણી તો મને ક્યારનીએ મળી ચૂકી હતી. હું બહુ ન ખાતો પણ પહેલાં કરતાં તો ઘણું વધારે. કોઇ કોઇ વખત તો ખાણામાં મઝા પણ પડતી. અગાઉ મને આવી ક્ષુદ્ર બાબતોની મોજમાં જે પાપબુદ્ધિ લાગતી ને તિરસ્કાર થતો એ ભાવો તો ઘણા કાળથી હૃદયમાંથી સરી ગયા હતા.

શિષ્યે લાવેલા ખોરાકમાંથી મેં થોડુંક લીધું. થાળી લાવનાર શિષ્ય જતો રહ્યો. તે સમય મે માસની સુંદર સાંજનો હતો. પીંપળાનાં, આસોપાલવનાં, આંબાનાં ઝાડોને નૂતન પાંદડાં ફૂટયાં હતાં. એક બુલબુલ નજીકમાં ગાતું હતું. બીજાં બે ત્રણ ઝરણાં પાસેની ઝાડીમાં કલ્લોલ કરી રહ્યાં હતાં. નદી તરફથી મજુરોના રાગડાનો અવાજ આવતો હતો; ઘણું કરી તેઓ કામમાંથી પરવારી ઘર તરફ પાછા જતા હતા. સૂર્ય આથમતો હતો; તેનાં ભાગ્યાં તૂટયાં કિરણો પાંદડાંમાં થઇને પડતાં હતાં. પશ્ચિમ તરફની બાજુ હરિયાળી તેજસ્વી હતી, તો સામેની શ્યામ હતી. તમરાં આમતેમ ઉડતાં હતાં ને એકબીજા સાથે અથડાઇ નીચે પડતાં હતાં. વાયુ

કર્યા પછી હું મનમાં [illegible] પ્રાર્થના રટવા લાગ્યો અને પછી કથા વાંચવા [illegible]

હું એક ભજન વાંચી રહ્યો હતો. અડધું વાંચ્યું હશે એવામાં એક ચકલી ઝાડીમાંથી ઉડી જમીન પણ બેઠી ને ત્યાંથી કુદતી કુદતી મારી નજીક આવી. પણ તરતજ તે ઉડી ગઇ, જાણે મારાથી ડરી ગઈ હોયને. મારા ભજનમાં વૈરાગ્યની વાત હતી. વાત ઝટ ઝટ પૂરી થઇ જાય. એ માટે હું ઉતાવળ કરતો હતો. મારે પેલો વેપારી ને તેની છોકરીને બોલાવવાં હતાં. મારા મનમાં છોકરી આવશે તો ભલા તે એક અભ્યાસના વિષયરૂપ થઇ પડશે. તે અને તેના પિતા મને સાધુ તરીકે માનતાં હતાં. જો એમ ન હોય તો મારી પ્રાર્થનામાં તેમને એટલી બધી શ્રદ્ધા શા સારૂ હોય? મારી પ્રાર્થનામાં આટલું બળ છે એ વિચાર આવતાંની સાથે હું તેનો ઇન્કાર કરતો. પણ તેજ વખતે અંદરથી કોઇ કહેતું કે જો આ વાત ખરી ન હોત તો આવાં આવાં અતકર્ય પરિણામો આવે શેનાં? મારી ઉઘાડી આંખે જોયેલા ચમત્કારોમાં હું ન માનું તો શું કરૂં? આ ચમત્કારો પેલો છોકરો સાજો થયો ત્યારથી શરૂ થયા. પેલી ઘરડી ડોસીની ગયેલી અંખો તો ગઇ કાલે જ પાછી આવી છે. આ વાત વિચિત્ર છે, છતાં તેટલીજ સાચી છે. મારામાં અપૂર્વ શ્રદ્ધા રાખતી તે આવનાર છોકરી

કેવી હશે તે તો જોઉં? મારી શક્તિનો અહીં કાંઈક વધારે ક્યાસ આવશે. હું જાણું છું કે મારી કીર્તિ તો કુદકે ને ભૂસકે વધ્યાં જ જાય છે.

"હજારો માઇલ દૂર દૂરથી લોકો આવ્યાંજ જાય છે. છાપાંનો તો તે વિષય થઇ પડયો છે. ખુદ શહેનશાહને પણ તેની જાણ છે. લગભગ આ આખો પ્રદેશ અને તેની બહારની દુનિયાને તેની જાણ થઇ છે." આવા આવા અનેક વિચારો વગર વિચાર્યે મારા મનમાં ઉભરાવા લાગ્યા. હું કેટલે નીચે સરી જતો હતો તેનું ભાન આવતાં હું ચમક્યો. મારા મિથ્યાભિમાન માટે મને શરમ આવી. હું પ્રાર્થના કરવા લાગ્યો.

"હે પ્રભુ! તુંજ મારો આશરો છે તુંજ મારો પરમેશ્વર છે. મને દર્શન દે! મારામાં નવો પ્રાણ રેડ ને મારાં પાપને ધોઇ નાંખ! ઓ દયામય પ્રભુ! મને દર્શન દે; મારામાં નવો પ્રાણ રેડ ને મારાં પાપને ધોઈ નાંખ! ઓ દયામય પ્રભુ! મને બચાવ! બચાવ! દુનયાદારીની માયાએ મને તેના પંજામાં સપડાવ્યો છે, તેમાંથી મને છોડાવ!" અહો! મેં કેટલીયે વાર પ્રાર્થના કરી હશે, છતાં તે સર્વ કેવી ઠગારી? કેવી વિચિત્રતા! મારી પ્રાર્થનાઓ બીજાઓ માટે ચમત્કારી નીવડે છે; જ્યારે તે મારામાં આવી શુદ્ર વાસનાઓ જીતવાનું બળ પણ લાવી શકી નથી. જ્યારે હું એકાંત

વાસ સેવવા આવ્યો, ત્યારે પ્રાર્થનાઓમાં ફરી શુદ્ધિ, દીનતા ને પ્રેમ હતાં? મને તે કાળે ચોક્કસ લાગતું કે મારી પ્રાર્થનાઓ ઇશ્વરને ત્યાં મંજુર થાય છે. અહો મેં મારી આંગળીને ટચકાવી નાંખી, તે વખત કેટલી શુદ્ધતા? મેં મારી ઠુડી આંગળી તરફ જોયું, ને તેને ચુંબન કર્યું. હું તે વખતે મારા પાપથી કંટાળ્યો હતો, પણ તે વખતે મારામાં દીનતા હતી-પ્રેમ પણ હતો. પણ હવે? મને એમજ લાગ્યું કે આ જગતમાં હું કોઇને પણ ચ્હાતો નથી; મને જે જુવાન પ્રોફેસર મળવા આવેલો તેને પણ હું ચ્હાતો નથી. તેની જોડેની વાતચિતમાં તો મને મારી બુદ્ધિ બતાવવાનો વધારે લોભ હતો.

તેઓ મને ચાહે એ મને ગમતું: અને તેમાં કાંઇ ઓર આનંદ પડતો; પણ મને તેમને માટે જરી પણ પ્રેમ નહોતો. એમ કહું તો ખોટું નથી કે મારામાંથી પ્રેમ ને દૈન્યે દેશવટો લીધો હતો. વેપારીની છોકરી ૨૨ વર્ષની હતી ને સુંદર હતી, તે સમાચાર મને ગમ્યા હતા. તે નબળી નહોતી તે વાત તો તપાસમાંથી નીકળી આવી હતી. મને લાગ્યું કે જાત જોઉં તો ખરો કે તેનામાં એક લલનાની સુંદરતા છે કે કેમ?

વિચારોની માળા મારા મનમાં ફર્યાં કરતી હતી, ને હું એકદમ ચમક્યો. "અહો! હું કેટલો અધમ

થઇ ગયો છું? પ્રભુ! મને સહાય કર! સહાય કર! મારામાં નવું બળ રેડ!" મેં હાથ જોડયા ને પ્રાર્થના કરવા લાગ્યો.

બુલબુલ ગાતું હતું. તમરૂં ઉડી મારી પ્રત્યે આવ્યું ને મારી ગર્દન ઉપર ચાલવા લાગ્યું. મેં તેને ખંખેરી મૂક્યું.

"પણ પ્રભુ છે ખરો! હું પોલા ઘડામાં તો પાણી નથી ભરી રહ્યો? ઠેર ઠેર તેનું નામ ઉંધા અક્ષરે લખેલું છે. બુલબુલો, તમરાં, પ્રવૃત્તિ આ સર્વ સમજણ શક્તિને વિઘ્નરૂપ છે. કદાચ તે જુવાન પ્રોફેસરનું કહેલું વધારે સત્ય પણ હોય."

હું મોટેથી પ્રાર્થના કરવા લાગ્યો. પ્રાર્થના લાંબો વખત ચાલી. પ્રાર્થના કરતાં કરતાં આ તમામ વિચારો અદૃશ્ય થયા. મને કાંઇક શાંતિ ને શ્રદ્ધા મળ્યાં. મેં શિષ્યને બોલાવ્યો ને કહ્યું કે વેપારી ને તેની દીકરી ભલે અંદર આવે.

વેપારી આવ્યો. તેણે તેની દીકરીનો હાથ ઝાલ્યો હતો. તેને તે ગુફામાં મૂકી ગયો.

દીકરીના ચ્હેરાપર ફીકાશ હતી. તેના વાળ સુંદર હતા. તે ઘણી ડોંચણી હતી. જાણે બ્હીની હોય—બાળક હોય તેવી દેખાતી હતી. તેનાં સઘળાં અવયવો ભરાવદાર હતાં.

પ્રવેશદ્વાર આગળ બાંકડા પર હું બેસી રહ્યો હતો. છોકરી મારી પાસે થઇને ગઇ ને મારી નજીક આવી ઉભી એટલે મેં તેને આશીર્વાદ આપ્યો. તેની આકૃતિ પ્રત્યે મને જોવાનું ગમે છે એવી લાગણીનું ભાન થતાં હું બીધો. તે મારાથી છેટી ગઇ ત્યારે મને હૃદયમાં કાંઇક દર્દ થયું. તેના ચહેરા ઉપરથી હું જોઇ શક્યો કે તે પાર્થિવ વૃત્તિવાળી ને નબળા મગજની હતી. હું ઉભો થયો ને ગુફાની અંદર ગયો. મારે બેસવાના બાજઠ પર તે બેઠી હતી. હું અંદર ગયો એટલે તે ઉભી થઇ.

"મારે તો મારા બાપા પાસે પાછાં જવું છે," તેણે કહ્યું.

"બ્હીવાનું કારણ નથી. તને દુઃખ કયાં થાય છે?" મેં પૂછ્યું.

"મને બધે શરીરે દુઃખ થાય છે," તેણે જવાબ આપ્યો. અને જવાબની સાથે જ એકાએક તેનો ચ્હેરો આનંદમાં આવી ચળકવા લાગ્યો.

"તારી તબીયત સારી થઇ જશે હો! પ્રાર્થના કર!" મેં કહ્યું.

"પ્રાર્થના શા કામની? પ્રાર્થના તો ઘણીય કરૂં. કાંઇ જ વળતું નથી." એમ બોલી તે રડવા લાગી.

તમેજ તે કરો—અને—મારા ઉપર તમારો હાથ મૂકો જોઇએ: "અરે ! મેં તો તમને સ્વપ્નમાં પણ દીઠા હતાં."

"શી રીતે?"

"તમે મારી છાતી ઉપર તમારો હાથ મૂક્યો હતો."

તેણે મારો હાથ લીધો ને તેના સ્તનપર મૂકી દબાવ્યો.

"અહીં—અહીં."

તેણે મારો જમણો હાથ પણ લીધો. મેં લેવા દીધો.

"તમારૂં નામ શું?" મેં પૂછ્યું. મારૂં આખું શરીર ધ્રુજવા લાગ્યું: મને લાગ્યું કે હું આંગ્યો છું. મારી ઇચ્છા મારા હાથમાં નહોતી.

"છોકરી, તું શું કરે છે આ?"

તેણે મારો હાથ લઇ ચુંબન કરવા માંડયું. પછી તેની કમર ઉપર મારો હાથ મૂક્યા અને મને દબાવવા લાગી.

"અરે ! તું આ કરે છે શું? તું ખરેખર ! કોઇ રાક્ષસી છે, હોં !" મેં કહ્યું.

"હશે, એમ પણ હશે. કાંઇ હરકત નહિ."

અને તે ભેટીને મારી બાજુએ પથારીપર બેઠી.

પરોઢ થતાં હું બહાર નીકળ્યો. શું આ બધું સાચેસાચ બન્યું? તેનો બાપ હમણાં આવશે. તે બધું કહી દેશે. "તે રાક્ષસી માયા છે. પણ મેં શું કર્યું?

અરેરે! મારી આંગળી કાપેલી તે કુહાડી પેલી રહી."

મેં કુહાડી લીધી, ગુફામાં પાછો ગયો.

મારો શિષ્ય મારી પાછળ પાછળ આવ્યો: "જી મહારાજ! આપને લાકડાં જોઇએ છે? લાવો હું કાપી લાવું?"

મેં તેને કુહાડી આપી દીધી. ગુફામાં ગયો. તે ઉંઘતી હતી. તેને જોઇ મને ત્રાસ ઉપજ્યો. મેં ગુફામાં જઇ ખેડુતનાં કપડાં પહેર્યાં; કાતર લઈ મારા વાળ કાપી નાખ્યા; અને પછી બહાર નીકળી ટેકરીની પેલી બાજુએ આવેલી નદીને રસ્તે વળ્યો, જ્યાં મેં છેલ્લાં ચાર વર્ષથી પગ સરખોયે મેલ્યો નહોતો.



# સ્વપ્નમાં

રસ્તો નદીની બાજુએ થઇને જતો હતો. બપોર સુધી હું તે જ રસ્તે ચાલ્યો ચાલ્યો ગયો. પછી હું એક ખેતરમાં પેઠો ને ઘાસમાં સુઈ ગયો. સાંજે એક ગામડામાં પહોંચ્યો, પણ અંદર પેઠો નહિ. પાછો નદી પર જઇ એક ટેકરી તરફ ગયો.

પ્રાતઃકાળ થયો હશે. સૂર્ય ઉગવાને અડધા કલાકની જ વાર હતી. બધું જ ભુરૂં ને શોકમય હતું. સવારનો ઠંડો પવન પશ્ચિમ દિશામાંથી વાતો હતો.

“ બસ, હવે આ બધાનો અંત આણી દેવો. ઇશ્વર-બીશ્વર કાંઇ નથી. પણ હવે કરવુ શું ? પાણીમાં ડુબી મરૂં ? પણ મને તરતાં આવડે છે; પડયા કેડે પણ તરવા લાગીશ ! ડુબાશે નહિ. ત્યારે ગળે ફાંસો દઉં ? હા, હા, એ ઠીક છે. આ પટો ડાળીએ બાંધું.”

આ તદ્દન સરળ ને સહેલું લાગ્યું. વળી મને મન થઇ આવ્યું કે ચાલ પ્રાર્થના કરી લેવા દે. જ્યારે હું કોઇ વિપત્તિમાં હોઉં ત્યારે પ્રાર્થના કરવાની મને ઘણા વખતની ટેવ હતી. પણ પ્રાર્થના કરૂં કોની ? ઇશ્વર તો હતો નહિ. પછી હાથ નીચે નાખી તે ઉપર માથું ટેકવી હું આડો પડયો તે જ પળે ઉંઘે મને

એવો તો ઘેરી લીધો કે મેં માથું ઉંચું કરવાની પણ દરકાર ન કરી. હું ઉંઘી ગયો. પણ તે ઉંઘ ક્ષણવાર ટકી. હું એકદમ જાગી ઉઠયો. હું અર્ધનિદ્રિત—અર્ધજાગૃત હતો.

મેં જોયું કે એક નાના બાળક તરીકે ગામડામાં હું મારી માતાના ઘરમાં રમતો હતો એટલામાં એક ગાડી આવી અને દયાલ કાકા તેમની છોકરી સાથે નીચે ઉતર્યા. છોકરી નાજુક હતી. તેની આંખો ચંચળ બ્હીકણ હતી, ચહેરો દયામણો હતો. અમે છોકરાઓ રમતા હતા તેની વચ્ચે તેને મુકી જવામાં આવી. અમને તેની જોડે રમવું કંટાળાભરેલું લાગ્યું. તે રીસાળ હતી. અમે તેને ચીડવવા લાગ્યા ને તે ચીડાવા લાગી.

તે ભોંયપર પડી પગ પછાડવા લાગી ને રોવા લાગી. અમે ખડખડ હસવા લાગ્યા ને હસાવવા લાગ્યા. તે એવી શરમાંદી, ને એવી તો ભોંઠી પડી ગઇ કે જાણે તેનો આત્મા તેને ડંખતો હોય તેમ દયામણી દેખાવા લાગી. મારા મનમાં તેનું માયાળુ દયામણું, ને અસ્થિર હાસ્ય વસી ગયું. આ છોકરીની હાલતમાં શો શો ફેરફાર થએલો તે મને યાદ આવવા લાગ્યો. હું સાધુ થયો તેવામાં તે એક જમીનદાર જોડે પરણી હતી. તેણે એની સ્ત્રી તરફથી મોટી બધી જ મીલ્કત ઉડાવી દીધેલી ને તેને મારવા પણ લાગેલો. તેને બે છોકરાં થયાં, એક પુત્ર ને એક

પુત્રી. છોકરો બચપણમાં જ મરી ગયો, પછીથી મે જોએલી ત્યારે તે ઘણી દુઃખી હાલતમાં હતી. એક વખત તે મઠમાં આવેલી ત્યારે વિધવા હતી. તેની હાલત તેવી જ કંગાલ હતી. તે મૂર્ખ ન હતી; પણ રસ વગરની, પામર ને દયામણી થઇ ગઇ હતી. તે તેની છોકરી ને છોકરીના પતિ સાથે આવી હતી. તેઓ તે વખતે ગરીબ હતાં. પછીથી મેં એમ પણ સાંભળેલું કે તે કોઈ મોટા શહેરમાં ભિખારીની હાલતમાં રહેતા હતાં.

"આ સ્ત્રી મારા મગજમાં કેમ આવે છે!" મેં મારી જાતને પ્રશ્ન કર્યો, છતાં તેના જ વિચારો જોરથી આવવા લાગ્યા. "તે ક્યાં હશે? તેનું શું થયું હશે? જે છોકરી ભોંય પડી રડતી હતી ને તે વખતે જેવી દયામણી દેખાતી હતી, તેવી જ દયામણી હાલતમાં તે હશે શું? પણ અત્યારે હું તેનો વિચાર કરૂં તેનો અર્થ શો? મારૂં કામ તો મારી જીંદગીનો અંત આણવો એ જ છે.' આવા વિચાર સાથે મને ફરીથી બ્હીક લાગી. મારી જાતનો બચાવ કરવાનો જાણે ઉપાય હોય તેમ હું તે સ્ત્રીનો પાછો વિચાર કરવા લાગ્યો. આમ મારી જીંદગીનો અંત શી રીતે આણવો, પેલી સ્ત્રીનું શું થયું હશે. આવા વિચારો લાંબા વખત સુધી કરતા પડી રહ્યો. મને એમ લાગ્યું કે માનો ! માનો ! પણ મારા મોત સાથે ને સ્ત્રીનો સંબંધ હોવા જોઇએ. આખરે હું નિદ્રામાં પડયો.

સ્વપ્નમાં, મને એક ફિરસ્તાનાં દર્શન થયાં. તેણે કહ્યું, "તું—પેલી સ્ત્રી પાસે જા. તારે 'શું કરવાવાનું છે, ને તારૂં પાપ શામાં છે, ને તારા મોક્ષનો માર્ગ શો છે, એ તને ત્યાંથી જડશે."

હું ઉઠયો. મને સ્વર્ગીય દર્શન થયાની ખાતરી થઇ. આનંદ થયો. સ્વપ્નમાં મને જે પ્રમાણે આજ્ઞા કરવામાં આવેલી તે પ્રમાણે વર્તવાનો મેં નિશ્ચય કર્યો. તે કયા શહેરમાં રહેતી હતી તેની મને ખબર હતી. શહેર ૩૦૦ માઇલ દૂર હતું. હું ત્યાં ચાલતો ગયો.



# પ્રાયશ્ચિત્ત આત્મશોધન

પશીમા હવે પહેલાંની પશીમા રહી નહોતી. તે વૃદ્ધ થઇ હતી; તેના ગાલે કરચલી પડી હતી અને તેનું આખું શરીર સંકોચાઈ ગયું હતું. તે તેના જમાઇ જોડે રહેતી હતી. તેનો જમાઇ પહેલાં તો સરકારી નોકરીમાં હતો. પણ હમણાંનો તેમાંથી ફારેગ થયો હતો. તેને મદિરાની લત હતી પશીમાની દીકરી એક નબળા મગજની બાઇ હતી. તેને પાંચ છોકરાં હતાં.

આ કુટુંબની હાલત કંગાલ કહીએ તો ચાલે. તેનો બધો ભાર બિચારી પશીમા ઉપર હતો. ઘેર એકાદ ઢોર ઢાંખર ઉછેરતી ને ગામની કન્યાશાળામાં થોડા પગારે ભણાવવા જતી, ફુરસદના વખતમાં રેંટીઓ પણ કાંતે.

દીકરી ઘરકામમાં મદદ કરે, ને છોકરાંને ચીડવાતી ચીડવાતી ઉછેરાય તેમ ઉછેરે. છતાં મુખ્ય બોજો તો પશીમાને શિર જ પડતો. જમાઈ પથારીવશ હતો. ગંભીર માંદગી ન હતી પણ છાતીના રોગથી પીડાતો હતો ને આખો દિવસ પથારીમાં પડી રહેતો. બન્ને ધણીધણીઆણી સ્વભાવનાં તીખાં હતાં ને તેથી ચકમક ઝરતી. પણ પશીમા ઘણી ધીર ગંભીર ને ડાહી હોવાથી ઘરસંસાર શાન્તિથી ચાલતો. તે દીકરીને ઘડીએ ઘડીએ ગુસ્સે થવા બદલ

શિખામણ આપતી, ને કહેતી: "ભલે, એ ઘડીઘડીમાં ઉકળી જાય, તેમનો જીવ તેમના હાથમાં નથી; તો તે ગુસ્સો કર્યા વિના શી રીતે રહે ? તું તેમને ઠપકો આપે તેથી શું હાંસલ થવાનું ?" આમ કહી માતા તેને ઠંડી પાડીને આશ્વાસન આપે.

પશીમાને લાગણી કે ગુસ્સો ગમતાં નહિ. કોઈ તરફની ઇતરાજી તે સહન કરી શકતી નહિ.

કુટુંબમાં કાંઇક એવો જ પ્રસંગ બન્યો હશે ને મા દીકરીને શીખામણ દેતી હશે, એવામાં જ હું તેને ત્યાં જઇ ચઢ્યો. મને દૂરથી જોઈ ૭ વર્ષના દૌહિત્રે અંદર દોડી જઇ મોટેથી કહ્યુ: "મા, મા, કોઈ બુઢ્ઢો બાવો તને બોલાવે છે."

હું કોઇ જાત્રાળુ હોઇશ એમ ધારી તે હાથમાં બે આના ને કાંપક ખાવાનું લઈ મારી સામે ઘર બહાર આવી. તેના ઝુંપડાની દીવાલો પોકારી પોકારીને કહેતી હતી કે તેણે આપેલા પૈસાના દાનમાં તેના સંચય કરેલા ધનની છેલ્લી પાઇ પણ આવી જતી હતી, ને તે લાખો રૂપીઆના દાન કરતાં પણ વધારે પ્રેમથી અપાતું હતું.

મને તે એકદમ ન ઓળખી શકી.

"જી મહારાજ ! આવી નજીવી વસ્તુ આપવા માટે ક્ષમા. આપ કાંઇ ખાશો ?"

મેં પૈસા ને રોટલી બન્ને લીધાં. છતાં હું ત્યાંથી ન ખસ્યો. તેથી તેને અચંબો થયો. તે મારા સામું જોતી ઉભી રહી.

"પશીમા, હું તો તમારી કને આવ્યો છું. તમે મને અંદર આવવા નહિ દો?"

તેની આગળ ભીખ માગતો હોઉં, તેમ એકીટશે હું તેની તરફ જોઇ રહ્યો. મારી આંખમાં જળજળીઆં આવી ગયાં. મારા હોઠ દુઃખથી ધ્રુજવા લાગ્યા.

પશીમા છાતીએ હાથ મૂકી, મોં ઉઘાડી, મારી સામે આંખો ફાડી તાકી તાકીને જોવા લાગી.

"તે બને જ કેમ! સજ્જનસિંહ—સહજાનંદ! એ બને જ કેમ?"

"હા, હા હું જ તે!" હું ધીમે અવાજે બોલ્યો. "પણ હવે હું લેફ્ટેનન્ટ કે મહારાજ રહ્યો નથી. હું તો એક પાપી છું. મને અંદર આવવા દો. મને સહાય આપો."

"નહિ નહિ, તદ્દન અસંભવિત! આવી દીનતા! આવો, આવો!"

તેણે હાથ લંબાવ્યો ને મને અંદર બોલાવ્યો.

પણ મને લઈ જવો ક્યાં ? જગા ઘણી સાંકડી હતી. જે જગાએ તે મને લઇ ગઈ, તેમાં તેની છોકરી બચ્ચાને "હાલોહાલો" કરી ઉંઘાડતી હતી,

રસોડામાં એક બાજઠ પડયો હતો તે તરફ આંગળી કરી તેણે મને બેસવા કહ્યું.

તે બહુ આનંદમાં આવી જઇ બોલવા લાગી, "હા ! પ્રભુ ! શી દીનતા છે' મારૂં કેવું સદ્‌ભાગ્ય !"

મેં જવાબ ન આપ્યો. દીનપણે હાસ્ય કરતો, મારૂં કપડું ઉતારી એક બાજુપર મૂકી હું બેસી રહ્યો.

તે બાઇ તેની દીકરીને સંબોધી બોલી, "બ્હેન, તું જાણે છે કે આ કોણ છે ?" તેઓ અંદર અંદર વાત કરતાં હતાં ને પારણાને બહાર લઇ જતાં હતાં ને મારે માટે ઓરડી તૈયાર કરતાં હતાં.

ઓરડી તૈયાર થએથી મને ત્યાં લઇ ગઇ ને પછી કહેવા લાગી, "અહીં આરામ લો. આ ઘણી નાની ઓરડી છે. હું લગીર જઇ આવું."

"ક્યાં ?"

"હું, નિશાળમાં છોકરીઓને ભણાવી આવું."

'વારૂ. જાઓ; પણ એક વાત સાંભળતાં જાઓ. હું તમારે ત્યાં કોઇ હેતુથી આવ્યો છું. મારે તમારી

સાથે કાંઇક વાત કરવાની છે."

"મને ઘણો આનંદ થશે. આજ સાંજે કરીશું તો ચાલશે?"

"ચાલશે. એક વાત વધારે. હું કોણ છું તે કોઇને કહેતાં નહીં. હું કોણ છું તે તમારી આગળ જ ખુલ્લું કર્યું છે. બીજા કોઇ તે જાણતા નથી. જાણવાની જરૂર પણ નથી."

"પણ મેં મારી છોકરીને તો તે વાત જણાવી દીધી છે!"

"વારૂ ત્યારે તેને પણ કહી દેશો કે એ વાત બીજે મોઢે જાય નહીં.

હું આડો પડયો ને પાંચ રાતના ઉજાગરા પછી ને ૪૦ માઈલની મજલ પછી ઉંઘ્યો.

પશીમા પાછી આવી ત્યારે હું તેની રાહ જોતો બેઠો હતો. "તમે કહ્યું હતું તે કરતાં શા માટે વહેલાં આવ્યાં? હવે હું તમને પૂછું?" મેં કહ્યું.

"મે એવું તે શું પુણ્ય કર્યું હશે કે આપ મારા અતિથિ થયા? મેં આજે શિક્ષણમાં નવો પાઠ ન આપ્યો. કાલે થશે. મારા મનમાં ઘણા કાળથી થયા કરતું હતું કે હું આપને કયારે મળું? મેં આપને એક પત્ર પણ

લખ્યો છે અને નસિબની શી બલિહારી કે આપ જ મને આવી મળ્યા! "

" પશીમા, જુઓ હું કહું તે બરાબર સાંભળો--મારે મારા પાપની કબુલત કરવાની છે--જાણે મારૂં મૃત્યુ નજીક હોય ને ઇશ્વરને સમક્ષ રાખી મારૂં પાપ કબુલતો હોઉં એમ. પશીમા, હું કોઈ પવિત્ર સાધુ નથી. હું એક પશુ જેવો દુષ્ટ પાપી છું. ગર્વને લીધે હું મારા ખરા રસ્તેથી પડી ગયો; મારા જેવો બીજો પાપી કોણ હોય !"

પશીમા મારા સામું ટગર ટગર જોઇ રહી. હું કહેતો હતો તે સાચું હોવું જ જોઈએ એમ તે માનતી હતી. પછી જ્યારે આ બધી વાત તેને ગળે ઉતરી એટલે તે મારા હાથને અડકી શોકમય હાસ્ય કરતી બોલી:

" સર્જનસિંહ કદાચ તમે ઘણી અતિશયોક્તિ કરો છો "

" ના પશીમા ના, હું વ્યભિચારી છું, ખૂની છું, નાસ્તિક છું, ઠગ છું. "

" ઓ પ્રભુ ! તમે કહો છો શું ? " તે બડબડી.

"પણ મારે જેમ તેમ જીવવું તો રહ્યું ને ? હું માનતો કે મને બધી ખબર છે, કેવી રીતે જીવન પસાર કરવું એ હું જ શીખવતો હતો, પણ: ખરી વાત તો એ છે કે હું

કશું જાણતો નથી. તમે મને શીખવો એ જ મ
માગણી છે."

"અર્જુનસિંહ, તમે મારી મશ્કરી કરો છો ! મારા ર
જોઇ શા માટે મશ્કરી કરતા હશો ?"

"વારુ, એમ માનો કે હું તમારી મશ્કરી કરૂં છું; ૬
કહો જોઇએ તમે તમારૂં જીવન કેમ ગાળો છો; તમે તમ
જીવન આજ લગી શી રીતે પસાર કર્યું ? મારે
જાણવું છે"

"મેં ? પણ મેં તો ઘણું જ ખરાબ જીવન ગાળ્
છે, એવું ખરાબ કે તેની કલ્પના પણ દુઃખદ છે. હ
ઇશ્વર મને દંડે છે ને હું તેને પાત્ર છું. અત્યારે હું એટલ
દુઃખી છું, અહો ! એટલી બધી દુઃખી છું ! !"

"અને તમારા લગ્નનું શું થયું ? તમારો સંસાર કે
ચાલતો હતો ?"

"બહુ જ ખરાબ રીતે. હું તો હલકી વૃત્તિથી પ્રેરાઇ
પરણેલી."

"મેં સાંભળ્યું હતું કે તે મદિરા પીતો હતો."

"ખરી વાત; પણ હું તેમને શાન્તિ આપતી નહી
હું તેમને ઠપકો જ આપ્યાં કરતી. મદિરા એ એક જાતન
ચેપ છે. તે બંધ કરી શકતા જ નહી. તેમના હાથમાંથ
દારૂની પ્યાલી હું કેમ ઝુંટવી લેતી તે અત્યારે મને યા
આવે છે. અહા અમારી વચ્ચે ખૂબ ભવાડા થતા."

આ પાછલા ઇતિહાસની સ્મૃતિથી તેની સુંદર આંખોમાં દુઃખ તરતું દેખાતું હતું. તેનો ધણી તેને કેમ મારતો એ વાત પણ તેણે કહી. તેની ડોક ચીમળાઇ ગઇ હતી ને કાન આગળની નસો તરી આવતી હતી. વાળ પાતળા અને આછા થયા હતા અંદર પળીયાં આવી ગયાં હતાં. તેના રૂપ ઉપરથી હું તેની સ્થિતિનો બરાબર કયાસ કરી શકયો.

" પાછળ એ છોકરા મુકી તે ગુજરી ગયા પોષણનું પૂરૂં સાધન પણ ન મળે. "

" પણ તમારે તો માલમીલકત હતી ને ?"

" તે છોકરીના જીવતાં વેચી દેવામાં આવી હતી અને બધા પૈસા મદિરામાં બરબાદ થઈ ગયા હતા. છતાં અમે અમારૂં ગાડું જેમતેમ કરી ચલાવતાં. બીજી સ્ત્રીઓને જેમ મજુરી કરતાં આવડે છે તેવી મને નહોતી આવડતી. એટલે તેમના કરતાં મારી સ્થિતિ ઘણી જ કફોડી હતી. તેથી અમે અમારી મિલ્કત બધીજ ખરચી બેઠાં. હું છોકરાને શીખવતી. છોકરી કાંઇક શીખી હતી. છોકરો ચોથા ધોરણમાં હતો ત્યારે માંદો પડયો ને ઈશ્વર તેને ઉપાડી ગયો. છોકરી વેણીલાલ સાથે પ્રેમમાં પડી. તે ભલો માણસ છે, પણ કમનસિબ છે—તે માંદો છે. "

" મા, આ છોકરાને લે. હું બીજે ઠેકાણે ફરી વળું?" છોકરી વચમાં બોલી ઉઠી.

પશીમા ઉભી થઇ, ઓરડીબહાર ગઈ. ને બે વર્ષના છોકરાને હાથમાં લઇ અંદર આવી. છોકરો પાછળ પડતો હતો ને ધમપછાડ કરતો હતો ને શાલ ખેંચતો હતો.

'વારૂ મેં વાત ક્યાં સુધી કહી ? હં, પછી તો મારા જમાઇને સારી નોકરી મળી ને તેનો ઉપરી સારો માણસ હતો, પણ ત્યાં બિચારા તે ચાલી શક્યા નહિ ને તેમને તે જગા છોડી દેવી પડી."

"તેમને શું થયું છે ?"

"તેમના જ્ઞાનતંતુઓ નબળા છે. તે રોગ એવો તો ભયંકર છે કે, અમે દાક્તર પાસે ગયેલાં, તો તે કહે છે કે મરી જશે, ને મને ખાતરી છે. તેની પીડા બહુ નથી. તો પણ–"

"લખી ! જ્યારે મારે જરૂર હોય ત્યારે હોય જ નહિ ! ઓ મા !"

"હું આવી" કહી પશીમા વચમાં બોલી. હજુ સુધી તેણે કાંઈ ખાધું નથી. અમારી જોડે તે બેસી શકતા નથી."

તે બહાર ગઇ: કાંઈક ગોઠવણ કરી; અને હાથ લૂછતી પાછી આવી.

''જોયું ? આમને આમ દહાડા જાય છે ! હું બડબડ કરૂં છું પણ મને સંતાપે છે. ઈશ્વરની કૃપા છે કે મારી છોકરીનાં બધાં બાળક હૃષ્ટપુષ્ટ છે ને તેથી જીવનભાર

હલકો લાગે છે. પણ હું મારા પંડની વાતો જ શા માટે કરૂં ?"

"તમારા પોષણનો આધાર શો છે ?"

"હું કંઈક પેદા કરૂં છું."

"તમને કેટલું મળતું હશે ?"

"કોઇક વખત દિવસનો રૂપિયો, અડધો રૂપિયો તો કોઇક વાર એથીએ ઓછું. ઈશ્વરની કૃપા મારાપર ઠીક છે."

"અને આવનાર છોકરાઓ બધા ખુશીથી શીખે છે?"

"કોક કોક શીખે છે. એક છોકરી છે તે તો ઘણી જ હોંશીઆર છે. જો હું ચાલાક હોત તો મારા પિતાની ભલામણથી મારા જમાઇની ગોઠવણ હું કયાંક કરી શકી હોત. પણ તે બધાં ખરાબ હાલતમાં હોય તો તેમાં મારો જ વાંક છે."

અહા, તેનાં આવાં વ્હાલસોયાં, નિઃસ્વાર્થ ને ગર્વહીન વાકયો સાંભળી મારૂં મસ્તક જરી આપોઆપ નમી ગયું. 'પણ વારૂ. પશીમા, ધર્મ પ્રત્યે તમારૂં વલણ કેવું છે ?'

"હા. હા. એની તો વાત જ ન કરતા. હું એટલી ખરાબ છું, કે મંદિરને તો હું ભુલી જ ગઈ છું. જયારે ઉત્સવનો દિવસ હોય ત્યારે કે એક વખત અડવાડીએ એક બે વાર ફુરસદ મળે જાઉં. પણ ઘણે ભાગે નથી જતી. કોઇ વાર છોકરાંને હાંકું છું ખરા."

"તમે શા માટે નથી જતાં ?"

"જો ખરૂં પુછો તો"–તેના ગાલે શરમના શેરડા પડયા. "મારી દીકરીના કપડાંલત્તાનાં ઢંગ નહિ ને મને એવે કપડે જતાં શરમ આવે છે. મારી પાસે બીજાં મળે નહિ, વળી કાંઈક આળસુ પણ ખરી."

"તમે ઘેર સેવા કરો છો ?"

"હા, કરૂં છું. તે પણ નામની જ. મને લાગે છે કે તે બરાબર નથી. મને હજી ધાર્મિક ભાવ ઉત્પન્ન થયો નથી. મને એમ થયાં કરે છે કે હું દુષ્ટ છું. મારે ઘણું કરવાનું છે; પણ કાંઇ થતું નથી."

"હં, હં, વારૂ, એ તો બરાબર છે." જાણે હું સંમતિ આપતો હોઉં તેમ બોલ્યો.

એટલામાં તેના જમાઇએ બૂમ પાડી. "એ આવી," કહી માથાના વાળ ઠીક કરતી ઉઠી, ને બીજી ઓરડીમાં ગઇ.

આ વેળા તે વધારે વખત રોકાઇ. એ આવી ત્યારે હું એની એ જ સ્થિતિમાં બેઠો હતો; કોણી મારા પગ ઉપર હતી, હથેળીમાં મારૂં માથું હતું.

તે બત્તી લઇ ને અંદર આવી ત્યારે મેં આંખો ઉંચી કરીને ઠંડો નિઃશ્વાસ નાંખ્યો.

તે શરમાતી શરમાતી બોલી, "મેં કોઇને તમારે વિષે કહ્યું નહોતું. મેં તો ફક્ત એટલુંજ કહેલું કે તમે એક

યાત્રાળુ છો, કોમના માણસ છો, ને હું ઓળખું છું. તમે અંદર રસોડામાં નહીં આવો: જરા ચાહ પીઓ તો ?

"ના."

"ત્યારે અહીં થોડી લાવું?"

"ના; મારે બિલકુલ નહીં જોઇએ. ઇશ્વર તમારૂં ભલું કરે. હવે તો હું રજા લઇશ. જો તમોને મારી કૃપા આવતી હોય તો કૃપાથી હું તમને મળ્યો હતો એ વાત કોઇને ન કરશો. પરમેશ્વરની ખાતર કોઇને ન કહેશો. હું તમારો ઋણી છું. હું તમારે પાયે પડું, પણ મને ખબર છે કે એમ કરતાં તમારૂં દિલ દુભાય. મને ક્ષમા આપો–પ્રભુની ખાતર મને ક્ષમા આપો."

"આપશ્રી મને આશીર્વાદ આપો."

"પ્રભુ તમારૂં ભલું કરે, પ્રભુ ખાતર મને રજા આપો."

હું ઉભો થયો. પણ તેણે મને અટકાવ્યો ને રોટલી ને ઘી લાવી. તે લઈ હું વિદાય થયો.

અંધારૂં હતું. મેં એકાદ બે ઘર વટાવ્યાં. કોઇ મને જોઈ શકે તેમ નહોતું. ફક્ત કુતરાં ભસતાં હતાં.

**"મારા દર્શનનો અર્થ હું સમજ્યો. પશીઆ જે સ્થિતિમાં છે એ સ્થિતિમાં હું હોવો જોઇતો હતો, પણ નથી. પ્રભુના નામમાં હું જીવું છું એવો ઢોંગ કરી હું કેવળ મારી ખાતર, દુનિયા ખાતર**

**જીવુંછું, જ્યારે તે એમ માને છે કે તે દુનિયાં ખાતર જીવે છે; છતાં ખરી રીતે જીવે છે પ્રભુ ખાતર.**

ખરે, એક સત્કૃત્ય પછી ભલેને તે કેવળ ઠંડા પાણી-નો પ્યાલો હોય તો મદદની આશાવગર અપાયો હાથ તો તેની કિંમત હું જે કામો કરી દુનીઆનું ભલુ કરૂં છું એવુ માનતો તેના કરતાં વધારે છે. એ વાત ખરી; પણ, શું પ્રભુને ભજવાની મારામા સાચી ઇચ્છાના એક કણિકાએ નહોતી શું?

મેં મારી જાતને પૂછ્યું. મારા આત્મામાંથી જવાબ મળ્યો; હા, હતી તો ખરી પણ તે દુનીઆની કીર્તિ મેળવવાના લોભથી કલુષિત થયેલી હતી. ખચિતજ જે દુનિયાની કીર્તિ માટે જીવે છે, તે પ્રભુ માટે નથી જીવતો. હવે મારે એને માટે જીવવું રહ્યું.

પશીવાને ત્યાં પગે ચાલતો ગયો હતો. હવે મેં એક ગામથી બીજે ગામ ભટકવા માંડ્યું ને બારણે બારણે ટુકડો માગી ગુજારો કરવા લાગ્યો. રસ્તામાં ઘણા યાત્રીઓ પણ મલતા. ભીખ માગતાં કોઇ કોઇ ઠેકાણેથી હુંકારા સાંભળવા પડતા, કોઇ દારૂડીઓ ગાળો પણ દેતો. પણ સાધારણ રીતે લોકો સત્કાર કરતા ને ખાવાનું બાંધી આપતા. મારી પ્રકૃતિ જોઇ ઘણાઓ મારી તરફ આદરભાવ દર્શાવતા. આવા ઉચ્ચ કોટના ને તેજસ્વી

ને માણસે આવી રીતે દીનતા ધર્મ સ્વીકાર્યો છે. ને તેઓ મારા પ્રત્યે પ્રેમ ને માનથી જોઇ રહેતા. હું પ્રતિદિન વધારે ને વધારે દીન થવા યત્ન કરતો હતો.

ઘણી વખતતો ગામડાંના ઘરોમાં પણ ગીતાજી મળી આવતાં. તે પ્રસંગે હુ મોટેથી ગાઇ સંભળાવી લોકોને સમજાવતો. લોકો તેમાં ઘણો રસ લેતા ને નવીન જ્ઞાન સાંભળી અચંબો પામતા.

આમ કોઇને સલાહ આપી, કોકને વાંચતાં લખતાં શીખવી, કોકનું સમાધાન કરી પ્રભુની સેવા કરવા લાગતો. પણ મેં દૃઢ સંકલ્પ કર્યો હતો. સેવા બદલ ઉપકારની લાગણી પ્રદર્શિત થાય તે પહેલાં તો મારે ચાલ્યા જવું જોઇએ તેમ કરતો. મારા આત્મામાં ધીરે ધીરે પ્રભુએ વાસ કરવા માંડયો.

મેં જોયું કે જેમ જેમ હું દુનીઆ તરફની ઓછી ચિન્તા કરતો થયો, તેમ તેમ પ્રભુનો સ્વાનુભવ મને વધારે ને વધારે થતો ગયો.

પગે રખડતા આઠ મહિના થયા હશે. એટલામાં એક ગામડાની ભાગોળમાં બીજા યાત્રાળુઓ સાથે મને પણ કેદ કરવામાં આવ્યો. મારી પાસે પરવાનો ન હોવાથી મને પોલીસ પકડીને લઇ ગઇ. મારો ધંધો, દેશ, ધર્મ વગેરે પુછતાં મેં જણાવ્યું કે હું પ્રભુનો દાસ છું, એ વિના બીજો ધંધો નથી કે મારે ખાનગી મીલકત નથી.

ભીખારીઓમાં મારી ગણુતરી થઇ. અને તરતજ પસાર થયેલા જાહેર ભીખના કાયદા મુજબ ગુન્હેગાર ગણી મને બીજા ભીખારીઓ કેદીઓ ભેગો સખત કામમાં રોકવામાં આવ્યો.

મહેનત પેટે બચત પૈસા આપી મને છુટો કરવામાં આવ્યો છુટતાં વંતજ પૈસા તો મેં ગરીબોને વહેંચી આપ્યા.

હવે તો હું એક ગામની ભાગોળમાં આવેલા એક દેવાલયની જોડેની ઓરડીમાં રહુંછું. દેવળના આસપાસની છુટક જમીનમાં બાગ ઉછેરૂં છું. મારી પાસે ગામનાં છોકરાં શીખવા આવેછે તેમને શીખવુંછું. એને માંદાને દવા આપુછું ને માવજત કરૂંછું. પ્રભુ મને બોલાવે ત્યારે આનંદથી જવા માટે સંદેશાની રાહ જોતો, તેનું કીર્તન કરતો. દિવસો મઝામાં આનંદ કરૂં છું.





## ❀ અપૂર્વ ગ્રન્થ ❀

# પ્રેમ સ્વરૂપ શ્રીકૃષ્ણ

### (પૂર્વાર્ધ)

### ગ્રન્થ ઉપર કેટલાક અભિપ્રાયો

ભાષા તત્વ જ્ઞાનના વિષયને માટે જોઈએ તેટલી સરલ છે. અનુવાદ આદરને પાત્ર નીવડશે. --પ્રજાબંધુ.

પુસ્તક બેશક આવકારદાયક છે. —મુંબઈ સમાચાર

ભાષા પ્રસાદમય છે. અનુવાદ શુદ્ધ ગુજરાતી ભાષામાં થયો છે. —પ્રસ્થાન

આ ગ્રન્થ પ્રગટ કરીને શ્રીકૃષ્ણ ભક્તિને ચાહનારા ઉગતા જનસમાજ પાસે એક પ્રબલ વિચાર સાધન રજૂ કરવામાં ગ. ગાંધી કૃતેહમંદ થયા છે.

—શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

આ વિષયની તાત્ત્વિક ચર્ચા કરીને **તેની ખુબીઓ બતાવવાનું અમે અશક્ય છે**......પુસ્તક ભક્તિભાવપૂર્વક લખાયું છે, ને તે ભાવથી વાંચનારને ઉપયોગી લાગ્યા વગર નહિ રહે. સૌરાષ્ટ્ર.

આ ગ્રન્થમાં **હિન્દુધર્મનાં સનાતન સત્યોનું અરછી અને મોહક રીતે સ્પષ્ટીકરણ કર્યું છે.**

—ગુજરાતી

"તમારી ભાવભરી પ્રેરણાથી 'પ્રેમસ્વરુપ શ્રી કૃષ્ણ, પૂર્વાર્ધ'ના મોટા ભાગની હું ઝાંખી કરી ગયો. અનુવાદ તરીકે એની શૈલી પ્રસાદયુક્ત અને આકર્ષક છે, ભાષા બહુધા શુદ્ધ છે.

**સાક્ષરવર્ય શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**